બાલસાહિત્યમાળા-૭

# બાલમિત્રની વાતો

: ભાગ બીજો :

લેખક

ચન્દ્રશંકર

ચરોતર એજ્યુકેશન સોસાયટી

આણંદ

પ્રકાશક

પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

વડોદરા

# નિવેદન

'બાલમિત્રની વાતો'નો પહેલો ભાગ પ્રકટ થયા પછી એવી જ વાર્તાઓનો આ બીજો ભાગ પ્રકટ થાય છે.

કલ્પના અને વિનોદ જેમને પ્રિય છે એવાં બાલમિત્રોને આ ભાગ પણ રુચશે એમ માનું છું.

આણંદ. ૧ : ૮ : ૨૮ **ચ. મ. ભટ્ટ**

# અનુક્રમણિકા





# બાલમિત્રની વાતો

## ભાગ ૨ જો

## રાજકુંવર અને વાંદરરાજ

રાજા શિકાર કરવા નીકળ્યા છે. તેજી ઘોડે બેઠા છે. એક હાથમાં તરવાર ચમકે છે, બીજે હાથે ભાલો. પાછળ પચાસ ઘોડેસ્વાર ચાલે છે.

સૂરજ તપ્યો, પરસેવાથી રાજા નવાઇ ગયા; પણ એમને તો એક શિકારની જ ધૂન લાગી છે.

પાધર જોયાં; પરથાર જોયા; જંગલ જોયાં, ઝાડી જોઇ; ડુંગર જોયા, ખીણો ખોળી; પણ શિકાર ન મળ્યોઃ એકે ય વાઘ ન દેખાયો, એકે ય સિંહ ન મળ્યો.

રાજા કહે, "આ શું? આજે શિકાર નથી મળતો!"

આખો દિવસ રખડયા પણ શિકાર ન મળ્યો. સાંજ પડવા આવી. સૌ એક વડ નીચે થાક ખાવા ઉભા.

જંગી વડઃ ડાળો એની આકાશે અડેલી. વડવાઈઓનો પાર નહિ, પાંદડાંનો સુમાર નહિ, ટેટા તો અપરંપાર.

રાજા કહે, "કેવો સરસ વડ છે!" જરા ઉંચું જોયું ત્યાં તો ડાળે ડાળે પંખી દીઠાંઃ કોયલ ને કાબર, મોર ને પોપટ, તેતર ને બગલાં બેઠાં છે. કોઇ ટેટા ખાય છે, કોઈ ગીત ગાય છે. રાજા બહુ ખુશી થયા. જોતાં જોતાં એ કહે, "પેલી ડાળ ઉપર શું છે?"

દાસ બધા દોડી આવ્યા, સૌએ જોયુંઃ બધા કહે, "અરે આતો કાંઈ નવાઇ છે! આ તો અજબ વાંદરો છે! આખે ડીલે આટલા બધા વાળ!"

રાજા કહે, "પકડી લાવો એ વાંદરાને." સૌ વડ ઉપર ચઢ્યા. વાંદરાને પકડવા જાય ત્યાં તો એ કૂદ્યોઃ આ ડાળથી પેલે ડાળ. સૌ ત્યાં ગયા એટલે ત્રીજી

ડાળ. એમ ડાળે ડાળે કૂદે પણ પકડાય જ નહિ. રાજા અકળાયા, કચ્છ ભીડી જાતે ચઢ્યા; પણ વાંદર ન પકડાયો. રાજા થાકયા. સૌ થાકયા.

રાજાએ ધનુષબાણ હાથમાં લીધું. સનનન્ કરતું એક તીર છૂટયું ને વાંદરાના પગને વિંધી નાખ્યો. બિચારો ચીસ પાડી નીચે પડયો.

રાજાએ નીચે ઉતરી એને પકડી લીધો. વાંદરો ધ્રૂજતો હતો; કાંઇ કહેવા જાય પણ બોલાય નહિ.

વાંદરાને લઇ રાજા ઘેર આવ્યા. મોટું પાંજરૂં ઘડાવી એમાં વાંદરાને પૂર્યો. તીર વાગ્યું'તું તેની દવા કરાવી, સારૂં સારૂં ખાવાનું અપાવ્યું, ચોકખું પાણી મૂકાવ્યું ને સુન્દર ઘાસની પથારી પથરાવી.

ગામ આખું હાલી મળ્યું. સૌ નવા વાંદરાને જોવા જાય. વાંદરાને જુએ ને દિંગ થઇ જાય.

એક દિવસ રાજકુમાર કહે, "લાવને હું પણ જોઉં તો ખરો કે કેવોક વાંદરો છે!"

રાજકુંવર પાંજરા પાસે આવ્યો, જોયું તો બિચારો રડે છે. આંખે આંસુધાર ચાલે છે. પાસે ખાવાનું પડ્યું છે પણ ખાતો નથી, પીવાનું છે પણ પીતો નથી, પથારી છે પણ સૂતો નથીઃ શરીર આખું ધ્રૂજે છે.

કુંવર કહે, " અરેરે ! પિતાજીને આ શું સૂઝ્યું ? આ બિચારાને આવું દુઃખ દેવાય ? "

રાજકુંવરનું દિલ દાઝ્યું. ધીમે રહી એણે પાંજરાનું બારણું ઉઘાડ્યું ને વાંદરાને કહ્યું, " જા. ભાઇ, તારે રસ્તે જા. "

વાંદરાની ખુશીનો પાર ન રહ્યો. એક ઠેકડો ને પિંજરાની બહારઃ બીજો. ત્રીજો એમ ઠેકડા ભરવા માંડ્યા. કુંવર સામે જોતા જાય ને ઠેકડા ભરતા જાય.

કુંવર કહે, " હશે, બિચારો સુખી તો થશે. "

કુંવર મહેલમાં ગયો.

રાજાજીને જાણ થઇ. કોઇએ વાંદરાને છોડી મૂક્યો. ગુસ્સે થઇને એ કહે, " કોણ છે એવો ગુન્હેગાર ? પકડી લાવો એને. "

સૌ તપાસ કરવા લાગ્યા; પણ ચોરનો પત્તો ન મળે. કુંવરને ખબર થઈ. સભામાં જઈ એણે કહ્યું, "પિતાજી, વાંદરાને મેં છોડયો છે. બિચારો દુઃખી થતો'તો."

ગુસ્સે થઈ રાજા કહે, "કુંવર, કુંવર, તેં ગુન્હો કર્યો છે. તને દેશનિકાલની સજા છે. જા અત્યારે ને અત્યારે જ ચાલ્યો જા."

*                *                *                *

કુંવરે કાળો પોશાક પહેર્યો છે, કાળો ઘોડો લીધો છે, બાપનું રાજ છોડી ચાલ્યો જાય છે. રાત પડે ત્યાં વાસો રહે છે.

એક દિવસ કુંવરે જોયું: સામે આરસનો મોટો પહાડ છે. સુંવાળો ને ઉંચો છે. ભલભલાય ઉપર ચઢી ન શકે.

પહાડ ઉપર મહેલ છે. અગાશીમાં એક કુંવરી બેઠી છે. કુંવર કહે, "એ કોણ હશે?"

પાસે મોટું શહેર હતું. કુંવર તો શહેરમાં ગયો. કોઇએ એને કહ્યું, "અમારા રાજાને એક કુંવરી છે. ભલી છે ને રૂપાળી છે. એણે વ્રત લીધાં છે કે આરસના પહાડ ઉપર ચડી સોનેરી ફળ લાવે તેને વરૂં. કોઇથી ત્યાં જવાતું નથી, કોઈથી ફળ લવાતું નથી: કુંવરી કોઇને વરતી નથી."

કુંવરે વેશ બદલ્યો, ઘોડાને છોડી મૂક્યો ને રાજાજીની ગાયો ચારવા રહ્યો. રોજ ગાયો ચારી લાવે, ખાય, પીએ ને મઝા કરે.

એક દિવસ મધ્યાહ્ન થયા છે. જંગી વડ નીચે ગાયો બેઠી છે. પાસે કુંવર વાંસળી વગાડે છે. બપોર નમ્યા, કુંવર ગાયો બોલાવીને ગામ તરફ જવા લાગ્યો; ત્યાં કોઈ બોલ્યું, "રાજકુંવર! રાજકુંવર!"

કુંવરે આમ તેમ જોયું; પણ કોઈ જણાયું નહિ. વળી કોઇ બોલ્યું, "રાજકુંવર! રાજકુંવર!" કુંવરે ઉંચું જોયું: એક ડાળ ઉપર પેલો વાંદરો બેઠો છે.

કુંવર ખુશી થયો, વાંદરો ય ખુશી થયો. બન્ને મિત્રો મળ્યા. વાંદરો કહે, "કુંવર, તમે મારે લીધે પરદેશ વેઠો છો ને ?"

"એમાં શું ? તમારૂં દુઃખ તો ટળ્યું."

વાંદરો કહે "ભાઈ, કાલે ય આવજો. આપણે વાતો કરીશું."

બીજે દિવસે બન્ને મળ્યા. વાંદરો કહે, "રાજ-કુંવર ! તમે આરસનો પહાડ જોયો છે કે ?"

"હા, ભાઇ, એના ઉપર તો રાજકુંવરી રહે છે ને ?"

વાંદરે બધી વાત કહી.

કુંવર કહે, "સરસ ઘોડો હોત તો તો ફળ લઇ આવત."

"ત્યોને સરસ ઘોડો લાવી દઉં." એમ કહીને વાંદરો કૂદ્યો; એક ઝાડથી બીજે ઝાડ. એક ઘડીકમાં ઘોડો લાવી હાજર કર્યો.

કુંવર ઘોડે બેઠો. લગામ ખેંચી ને ઘોડો ઉપડયો.

એક ઘડીમાં તો પેલા પહાડની ટોચે. ટોચ ઉપર સરસ ઝાડ હતું: સુન્દર એનાં પાંદડાં હતાં, સુન્દર એની ડાળો હતી, ડાળે ડાળે હજારો ફળ ને હજારો ફૂલ હતાં; એકએકથી રૂપાળાં ને એકએકથી ચડતાં.

કુંવરે લાંબો હાથ કરી એક ફળ તોડી લીધું ને ઘોડો ઉપાડયો કુંવરીના મહેલ તરફ.

રાજકુંવરી ફળ જોઈ રાજી થઈ. વીંટી આપી કહે, “ લ્યો, આ વીંટી. જાળવજો ને સંભારજો. ”

કુંવરે વીંટી લીધી ને ઘોડો મારી મૂકયો. એક ઘડીમાં નીચે આવ્યો.

રાજાજીને જાણ થઇ કે કોઇ કુંવરે ફળ આણી આપ્યું છે. સૌ, “ કોણ હશે એ ? ”

રાજાએ પ્રધાનજીને હુકમ કર્યો, “ શોધી લાવો એ કુંવરને ”

પ્રધાનજી કુંવર શોધવા નીકળ્યા, શોધતાં શોધતાં પેલા ગાયોના ગોવાળ પાસે આવ્યા.

"અલ્યા ગોવાળીઆ, કોઈ રાજકુંવર અહીંથી ગયો ?"

"હા, પ્રધાનજી."

"ત્યારે એને શોધી લાવજે. રાજાજી તને ઈનામ આપશે."

પ્રધાનજી પાછા વળ્યા.

બીજે દિવસે ગોવાળકુંવર દરબારમાં ગયો. પ્રધાને પૂછ્યું "રાજકુંવર ક્યાં છે ?"

ગોવાળ કહે, "એ તો હું જ."

પ્રધાનજી કહે, "હોય નહિ. એની ખાતરી શી ?"

ખર્‌ર્‌ર્‌ કરતો એક અવાજ આવ્યો. આખી સભા અંજાઈ ગઈ. એક, બે ત્રણ એમ કેટલાંય વાંદરાં દોડતાં આવ્યાં. આગળ પેલો મોટો વાંદરો ને પાછળ મોટી લાર.

રાજા પૂછે છે, "કેમ વાંદરરાજ ! શું કામ છે ?"

વાંદરરાજ કહે, "રાજાજી, આજ એ કુંવર. એની પાસે કુંવરીનાં એંધાણ છે."

વાંદરરાજે કુંવરના દેશવટાની બધી વાત કહી. સૌ રાજી થયા.

રાજાની ખુશીનો પાર નહિ.

રાણીના આનન્દનો પાર નહિ.

આરસના પહાડ ઉપરથી કુંવરીને બોલાવી. સારા સારા બ્રાહ્મણ બોલાવ્યા, તરિયાં તોરણ બંધાવ્યાં, ગડગડતી નોબત વગડાવી, ફરફરતાં નિશાન રોપાવ્યાં ને કુંવર કુંવરીનાં લગ્ન કર્યા.

કુંવરના પિતાને ખબર થઇ. સો સ્વાર લઈ એ તેડવા આવ્યા. સૌ મળ્યાં ને ખુશી થયાં.

× × × ×

હવે તો કુંવર બે રાજ કરે છે. ખાય છે. પીએ છે ને મઝા કરે છે.



# વાંદર રાજકુમાર

એક હતો રાજા. એને સાત રાણીઓ. છ માનીતી ને એક અણમાનીતી.

સાતે રાણીઓને પેટ કાંઇ છોકરૂં નહોતું. રાજા કહે, "ચાલને વનવગડામાં જાઉં ને તપ કરૂં."

રાજા તો વનવગડામાં જઇને તપ કરવા બેઠા. સાત દિવસ ને સાત રાતો વહી ગઈ છે. રાજા તો બેઠા બેઠા ભગવાનનું ધ્યાન ધરે છે. નથી ખાતા કે પીતા.

આઠમી સવારે એક મુનિ રાજા પાસે આવ્યા. મુનિ કહે, "રાજા, રાજા, શીદને દુઃખ વેઠો છો?"

રાજાજીએ આંખ ઉઘાડી ને મુનિને પ્રણામ કર્યા.

બધી વાત સાંભળી મુનિ કહે, "જાવ, પેલા તળાવની પાળે આંબો છે તેના ઉપરથી સાત કેરીઓ તોડી લો. સાતે રાણીઓને એક એક આપજો. સૌ સારાં વાનાં થશે."

રાજાજી કેરીઓ લઇને મહેલમાં આવ્યા. એમનો હરખ તો માય નહિં.

સૌને જાણ થઈ: માનીતી રાણીઓ તો રાજીના રેડ થઈ ગઇ. એ કહે, "લાવો, અમે કેરીઓ વહેંચી લઇશું."

છએ રાણીઓએ એક એક કેરી વહેંચી લીધી, બિચારી અણમાનીતીને કેરી કોણ આપે ? સાતમી કેરી ય બધાં ખાઈ ગયાં.

છએ રાણીઓ કેરીઓ ખાઈ ગઇ. એટલે અણ-માનીતીની દાસી છાલગોટલા વીણી ગઇ. ઝુંપડીમાં આવી દાસીએ છાલ ગોટલાને પાણીમાં ધોઇ નાખ્યાં. સાતમી રાણી હરખથી એ પાણી પી ગઈ.

છએ રાણીઓને રૂપાળા કુંવર અવતર્યા. રૂપરૂપના મણી જેવા. પણ સાતમી રાણીનું શું ? બીચારીને પેટ એક કુંવર અવતર્યો. પણ કેવો ? વાંદરા જેવું એનું શરીર, લાંબુ એવું પૂંછડું ને ચાર પગ! કોઇને દીઠોય ન ગમે. બધાંય એની સામે જોઇને હસે.

રાજા તો એ છએ કુંવરને રમાડે જમાડે ને

સારાં સારાં લુગડાં પહેરાવે. બીચારા સાતમા કુંવરને કોઇ ન બોલાવે. એમ કરતાં બધા કુંવર મોટા થયા.



રાજાએ બધા કુંવરને ભણવા મૂકયા. છએ કુંવર રોજ ભણવા જાય, સાથે પેલો વાંદર રાજકુમાર પણ જાય.

છએ કુંવર હતા રમતીઆળ. તેમને ભણવાનું ન ગમે; પણ વાંદરકુમાર તો એક ઝાડ ઉપર બેસે ને હરખથી વાંચે.

છએ કુંવર ઠોઠ રહ્યા, સાતમા કુંવરને બધી વિદ્યા આવડી ગઈ.

કુંવર મોટા થયા એટલે રાજા કહે, "હવે જાવ દેશપરદેશ જોઈ આવો."

છએ ભાઈ રૂપાળાં લુગડાં ને રૂપાળાં ઘરેણાં પહેરી, સરસ ઘોડે ચઢી પરદેશ ચાલ્યા. વાંદરકુમાર કહે, "હું યે આવું." પણ છએ જણે કહ્યું, "તારૂં ભૂંડું શરીર જો ને. અમને તો લાજ આવે છે. પરદેશમાં તારૂં કામ નહિ."

છએ કુંવર ચાલ્યા પરદેશમાં. વાંદર રાજકુમાર કુદકા મારતો એમની પાછળ ચાલ્યો. રસ્તામાં છએ જણે એને દીઠો. એમને તો ખૂબ ગુસ્સો ચઢ્યો. બીચારાને એક ઝાડ સાથે બાંધી દઈને સૌ આગળ ચાલ્યા. આગળ ચાલતાં એક જંગલ આવ્યું. અઘોર જંગલઃ કોઇને પગ મૂકવાનો ય મારગ ન જડે!

છએ જણ એક બીજા સામે જોઈ રહ્યા છે, ત્યાં પાછળથી પેલા વાંદરકુમારે કહ્યું, "ચાલો, હું રસ્તો બતાવું."

બધાયને નવાઈ લાગી. એમને આ ગમ્યું તો નહિ; પણ શું કરે?

વાંદરકુમારને તો વનવગડાની ખબર હતી. એ સીધે રસ્તે ચાલવા માંડયો. પાછળ બધાય ચાલ્યા.

ચાલતાં ચાલતાં સાતે કુંવર એક શહેર પાસે આવી પહોંચ્યા. શહેરના રાજાએ એમને સારૂ માન-પાન આપ્યું. છએ કુંવર રાજાના મહેલમાં ગયા. બિચારા વાંદરકુમારને બહાર રાખ્યો. રાજાને સાત કુંવરી હતી. એણે પણ લીધેલું કે સાત સમુદ્રનાં પાણી લઈ આવે એને કુંવરી પરણાવું.

રાજાએ બધી વાત કરી. છએ કુંવર મનમાં ગભરાયઃ સાત સમુદ્રનાં પાણી લાવવાં શી રીતે?

બધા કહે, "ચાલો, પેલા વાંદરાને કહીએ."

વાંદરકુમારે બધી વાત જાણી. એ કહે, "ઓહો! એમાં શું? હમણાં લઈ આવું."

સોનાનું વાસણ લઈ વાંદરકુમાર ઉપડયો ને સાત સમુદ્રનાં પાણી ભરી પાછો આવ્યો. રાજારાણીનો હરખ માતો નથી. રાજાએ સાતે ભાઇઓને પરણાવ્યા.

સાતે કુંવર દેશપરદેશ ફરી આવ્યા, ને સાતે કુંવરીઓને લઇ પોતાને દેશ જવા નીકળ્યા.

પણ વાટમાં છએ ભાઇને થયું કે આ વાંદરો બધી વાત કહી દેશે તો આપણાં વખાણ નહિ થાય.



એમણે તો કોઈ ન જુએ તેમ ફરીથી એને ઝાડ સાથે બાંધી દીધો.

રાજાજી પાસે આવી છએ જણે પોત પોતાનાં બહુ વખાણ કર્યાં. રાજા ખૂબ ખુશી થયા.

રાજા કહે, “ પેલો વાંદરકુમાર ક્યાં ? ”

બધા કહે, “ અરે, એ તે શું કરે ? ક્યાંક જંગલમાં રખડતો હશે. ”

એટલામાં કુંવરીનો બાપ ને વાંદરકુમાર ત્યાં આવી પહોંચ્યા. કુંવરીના બાપે બધી વાત કહી. પેલા છએ જણને સૌએ ફીટકાર આપ્યો.

રાજાએ હરખથી વાંદરકુમારને પોતાની પાસે બેસાડ્યો.

ભગવાનનું કરવું તે વાંદરકુમારનું રૂપ ફરી ગયું. રૂપાળો કુંવર જેવો કુંવર બની ગયો !

રાજાએ છએ કુંવરને રહેવા એક એક મહેલ આપ્યો ને ખાવા પીવાનું આપ્યું. વાંદરકુમારને આખું રાજ્ય આપ્યું.

સૌએ ખાધું, પીધું ને મોજ કરી.



# સફેદ હાથી

એક હતો સુથાર. ભલો ને દયાળુ. આખો દિવસ એ લાકડાં ઘડે ને ભગવાનનાં ભજન ગાય.

એક દિવસ સુથાર લાકડાં લેવા જંગલમાં ગયો. સાથે ત્રણ સાથીદાર લીધા.

નદીકાંઠે જંગલ હતું. સુથારે જંગલમાં જઇને લાકડાં કાપ્યાં. બપોર થયા એટલે ચારે જણ થાક ખાવા બેઠા.

વાત કરતાં વાત નીકળી, " આ જંગલમાં એક હાથી રહે છે."

ત્યાં તો ઝાડ હાલ્યાં ને અવાજ થયો. એક મોટો હાથી દેખાયો. ચારે સુથાર ધ્રૂજી ઉઠયા. હવે શું કરવું ? નાશીનેય ક્યાં જવું ?

પણ હાથી ધીરે ધીરે આવતો'તો, બિચારો એક પગે ખોડાંગતો'તો.

સુથારને દયા આવી. એ કહે, "લાવને જોઉં, બિચારાને શું દુઃખ છે?"

હાથી પાસે જઈને સુથારે જોયું. બિચારાના પગમાં વાગ્યું'તુંઃ એક મોટી ફાચર પેસી ગઇ'તી.

સુથારે ફાચર કાઢી નાખી, પગ ધોઈ નાખ્યો ને દવા ચોપડી.

હાથી ખૂબ રાજી થયો. એ કહે, "સુથાર, સુથાર, તેં મારું દુઃખ ટાળ્યું, આજથી હું તારું કામકરીશ."

પછી સુથાર જંગલમાં આવે ત્યારે હાથી એનું કામ કરેઃ મોટાં મોટાં ઝાડ પાડી આપે ને મોટા મોટા પાટડા લાવી આપે.

સુથારને ને હાથીને ભાઈબંધી થઈ. કોઇ વાર હાથી ગામમાંય આવે ને સુથારનું કામ કરે.

એમ કરતાં હાથી ઘરડો થયો: દાંત પડી ગયા, પગ ઢીલા થયા, સૂંઢ નબળી પડી ગઇ. હાથી સુથારને



કહે, "ભાઈ, ઘડપણ આવ્યું તે હવે તો મહેનત નથી થતી. હવે કાલથી મારૂં ધોળીઉં બચ્ચું આવશે."

સુથાર કહે, "ભલે બાપુ."

બીજે દિવસે ધોળીઉં બચ્ચું આવ્યું. બચ્ચાનું આખું શરીર સફેદ હતું: ઉજળું ધોળું દૂધ જેવું!

રૂપાળું ને દેખાવડું. એને જોઈ સુથાર ખૂબ રાજી થયો.

નાનાં છોકરાંએ ધોળીઆ બચ્ચાની વાત સાંભળી. એ તો ઉપડયાં એની પાસે. છોકરાંને જોઇને બચ્ચું ય રાજી થઇ ગયું.

પછી તો રમત ચાલી. બધાં સાથે દોડયાં, નાચ્યાં ને નદીમાં નહાયાં. બચ્ચું કહે, "હવે એક નવી રમત."

એક ઝાડ પાસે બચ્ચું ઉભું રહ્યું. છોકરાં બધાં



પાસે ઉભાં. બચ્ચું એક છોકરાને ઉપાડે ને ઉંચી ડાળે

મૂકી દે. કહે, "હવે મારો ધૂબકો મારી પીઠ ઉપર."

છોકરું ધબાક દઈને બચ્ચાની પીઠ ઉપર પડે. પછી બીજું, ત્રીજું એમ બધાંય છોકરાં પીઠ ઉપર બેસી જાય ને મઝા કરે.

આખો દિવસ રમીને થાકે એટલે છોકરાં ઘેર જાય. બચ્ચું જંગલમાં જાય.

શહેરના રાજાએ વાત જાણી. એ કહે, "વાહ! એવું બચ્ચું તો આપણા મહેલમાં શોભે."

રાજા નદીકાંઠે આવ્યા. સુથાર લાકડાં ઘડતો'તો. પાસે પેલું બચ્ચું ને છોકરાં રમતાં'તાં.

સુથારને કહી રાજાજી બચ્ચાને મહેલમાં લઈ ગયા.

પછી રોજ માવત હાથીની સૂંઢ ચીતરે. પીઠ ઉપર મખમલની ઝૂલ નાખે ને સોનાની અંબાડી મૂકે. રાજાજી ઉપર બેસે એટલે બચ્ચું ધીરે ધીરે આખા શહેરમાં ફરી આવે.

## સફેદ હાથી



રાજા ને રાણી, અમીર ને ઉમરાવ, શેઠ ને શાહુકાર બધાં ય બચ્ચું જુએ ને રાજી રાજી થઇ જાય.

હવે તો બચ્ચું રાજમહેલના હાથીખાનામાં રહેઃ ખાય પીએ ને મઝા કરે. પણ બચ્ચું પેલાં છોકરાંને નહોતું ભૂલ્યું. સ્વારીનું કામ થઇ રહે એટલે એ છોકરાં સાથે ઉપડે જંગલમાં.

જંગલમાં જઈને ખૂબ ખૂબાં દોડે, બધાં સાથે નાચે, નદીમાં ન્હાય ને પેલી રમત રમે.

સાંઝે પાછું આવે ને હાથીખાનામાં જઇને ઉંઘી જાય.

# ચાર એંડ માસ્તરો

એક હતો કુંભાર. એણે એક ગધેડું રાખેલું.

કુંભાર આખો દિવસ ગધેડા પાસે વૈતરું કરાવેઃ માટી વહેવડાવે, પાણી ભરાવે ને માલની ગુણો ઉપડાવે.

એમ કરતાં ગધેડું ઘરડું થયુંઃ પગ ઢીલા થયા, કેડ વળી ગઈ, ને શરીર દુબળુ પડયું. હવે તો માટીનું કાઢું ઉપાડાય નહિ ને માલની ગુણો લઈ જવાય નહિ.

કુંભાર કહે, "આ તો કાંઇ નહિ. હવે આ ગધેડું આપણે ન જોઇએ."

કુંભારભાઇને શું ? એણે તો બે ચાર ડફણાં માર્યા ને ગધેડાને હાંકી મૂકયું.

બિચારું ગધેડું કુંભારવાડાની બહાર આવ્યું. હવે જાવું કયાં ? ખાવું શું ? ચોમાસુંય નહોતું કે લીલી ઘાસ મળે. કોઈની ગંજી પાસે જાય તો તો ભોગ જ મળે ને ? હવે કરવું શું ?

ત્યાં તો ગધેડાને એક વિચાર સૂઝ્યો. ચાલને શહેરના ઉસ્તાદ પાસે જાઉં ને સંગીત શીખું. એ....ઇ મીઠાં ગીત ગાઈશું ને મઝા કરીશું. મારો રાગ કાંઇ બહુ જાડો નથી. એ તો બે ચાર ગીતો ગાઇશું એટલે આવડી જશે !

ગધેડું ચાલ્યું ઉસ્તાદના ઘર તરફ.

વાટમાં એક કુતરૂં સૂતું'તું. ઘડપણ થયેલું તે દાંત પડી ગયેલા ને શરીરમાં હાય નહિ રહેલી.

કુતરો કહે, " કાં ગદ્ધાભાઈ, ક્યાં ચાલ્યા ? "

" આ ઘડપણ થયું છે તે કુંભારે કાઢી મૂક્યો છે. હવે તો ઉસ્તાદને ત્યાં સંગીત શીખવા જાઉં છું. ઘડપણમાં હવે એટલું ય શીખીએ ને ? "

કુતરો કહે " બાપુ, મને ય શેઠ કાઢી મૂક્યો છે. હું ય સંગીત શીખવા આવું ? "

" ચાલને ભાઈ. એક કરતાં બે ભલા. "

વાટે જતાં એક ઘરડી બિલાડી ને ઘરડો કુકડો

મળ્યાં. એ ય એમની સાથે ચાલ્યાં સંગીત શીખવા.

ચારે જણાં ઉસ્તાદને ઘેર આવ્યાં; પણ ઉસ્તાદજી ઘેર નહોતા. હવે શું કરવું ? રાત કયાં ગાળવી ? ખાવું શું ?

છેવટ ચારે જણાં શહેરની બહાર આવ્યાં. છેટે નાનું એવું જંગલ હતું. ચારે યે ત્યાં રહેવાનો વિચાર કર્યો.

જંગલમાં જઇને એક ઝાડ નીચે ગધેડો ને કુતરો સૂતા. બિલાડી એક ડાળ ઉપર સૂતી ને કુકડો ઠેઠ ટોચે જઇને સૂતો.

પણ ચારેયને કકડીને ભૂખ લાગેલી. બિચારાંને ઉંઘ શે આવે ?

ગધેડો કહે, "મારો તો ભૂખે જીવ જશે !"

કુતરો કહે, "હવે કરવું શું ?"

ઉંચી ડાળેથી કુકડો કહે, "આ....પેલા જંગલમાં દીવો બળે છે. કોઈ રહેતું લાગે છે. ચાલોને ત્યાં જઇએ. કોઇને દયા આવે તો."

ચારે જણ ચાલ્યાં.

જંગલ વચ્ચે એક ઘર હતું. અન્દર દીવો બળતો હતો. ચારે જણાં ઘર પાસે આવ્યાં.

બિલાડી કહે, "ઉભા રહો. અન્દર કોણ રહે છે એ જોઈ લઇએ, પછી વાત."

એક નીચી બારી ઉપર બે પગ મૂકી ગધેડું ઉંચું થયું, ઉપર કુતરો ચડી ગયો; બિલાડી કૂદીને કુતરા ઉપર ઉભી ને એની ઉપર ચઢીને કુકડાએ જોયું.

"હું, આ તો લુંટારા લાગે છે! પાસે રૂપાળાં પકવાન પડયાં છે, મીઠી મીઠાઈનો પાર નથી!"

ચારે જણાંને થયું કે કંઈક જુક્તિ કરીએ ને લુંટારા નાશી જાય તો બધી મીઠાઈ ખાવા મળે; પણ એમ લુંટારા નાસે શી રીતે?

એટલામાં બિલાડીબાઇને ઉપાય સૂઝયો. ધીરે રહીને એ કહે, "જુઓ, આપણે બધાં ય એક સામટાં અવાજ કરીએ: એટલે લુંટરા ગભરાશે ને નાશી જશે.



પણ બધાં એકી સાથે બોલજો, એક સામટાં બોલજો. "

બિલાડીએ સાન કરી એટલે ગધેડું ભુંકયું ને કુતરૂં ભસ ભસ્યું, બિલાડીએ 'મિઆંઉ મિઆંઉ' કર્યું ને કુકડાએ 'કો કો...કો' કર્યું. જાણે મોટું બેંડ વાગ્યું!

લુંટારાને કાંઈ ખબર નહિ. એ તો ગભરાયા! એ કહે, "આ તે શું હશે?"

બેંડ તો ચાલુ જ હતું. લુંટારા જાણે નક્કી કાંઈ ભૂતભુત હશે. એ તો બધા મૂઠીઓ વાળીને નાઠા. એક ય જણ પાછું વાળીને જોવા ન રહ્યો!

પછી તો ચારે જણાંએ અન્દર જઈને નિરાંતે બેસીને મીઠાઈ ખાધી.

ખાઇપીને બિલાડી ચૂલા આગળ સૂતી. ગધેડું વાડામાં ઉભું, બારણા પાછળ કુતરૂં સૂતું ને કુકડાભાઈ છાપરા ઉપર ચડીને સૂતા. બિલાડીએ દીવો ઠારી નાખ્યો.

અડધી રાત થઈ એટલે લુંટારા પાછા આવ્યા. એ જાણે કે હવે કાંઇ નહિ હોય.

લુંટારાના સરદારે એક જણને ઘરમાં જોવા મોકલ્યો.

બી'તો બી'તો પેલો લુંટારો ઘરમાં આવ્યો. ઘરમાં બધે અંધારૂં ઘોર હતું. એ તો દીવો સળગાવવા ચૂલા પાસે ગયો. બિલાડીની બે આંખો તગતગતી'તી. લુંટારો જાણે એ દેવતા હશે. જયાં એણે હાથ લંબાવ્યો ત્યાં તો બિલાડીબાઈ ઘૂરકયાં ને નોર ભરવા મંડયાં.

'ઓ બાપરે' કરતો લુંટારો વાડામાં નાઠો. ત્યાં ગધેડાએ એને બે ચાર લાતો ચોડી દીધી. નાસવા જાય ત્યાં તો ભસતો ભસતો કુતરો પાછળ દોડયો ને કુકડો બોલ્યો, "કો....કો....કો."

લુંટારો તો જીવ લઇને નાઠો. સરદાર પાસે આવીને એણે બધી વાત કરી, "અરે, હું તો ઘરમાં ગયો ત્યાં જ કોઈ છરી લઇને સામું થયું. પાછલે બારણે ગયો ત્યાં કોઇએ લાતો મારી, નાસવા જતો'તો એટ-

લામાં કોઈ બોલ્યું, 'પકડો ચોર.' ત્યાં તો કોક મારી પાછળ પડ્યું. હું તો મૂઠીઓ વાળીને નાઠો તે સારું થયું!"

ગભરાઇને બધા લુંટારા ત્યાંથી નાશી ગયા.

પછી પેલા ચારે ય બેંડમાસ્તરોએ ત્યાં રહીને ખાધું, પીધું, ને મઝા કરી.

ફરી કોઇ દિવસ લુંટારા એ ઘરની સામું જોવાય ન આવ્યા!



# ત્રણ ભાઈબન્ધો



એક હતી બિલાડી. એક હતો ઉન્દર ને એક હતી રાતી મરઘી. ત્રણે જણાં ભાઇબન્ધ. એક જ ઘરમાં રહે. એક જ ભાણે જમે ને એક સાથે રમે. બિલાડી પાણી ભરે ને ઉન્દર રસોઇ કરે. રાતી મરઘી પૂંજો વાળે ને લુગડાં ધૂએ.

એક દિવસ બિલાડી ધ્રૂજતી ધ્રૂજતી ઘરમાં આવી. ઉન્દર ને મરઘી ગભરાયાં. એ કહે, " શું છે બીલ્લીબેન? આટલાં બધાં બીઆ છો કેમ ? "

બિલાડી કહે, " અરે આજ તો માંડ માંડ બચી. પેલા ઝાડ આગળ રમતી'તી ત્યાં શિયાળ નીકળ્યું ને મારા ઉપર તરાપ મારી. જેમ તેમ કરી હું તો ઝાડ ઉપર ચડી ગઈ. "

" પણ એમાં હવે શીદ ધ્રૂજો છો ? " બિલાડી કહે, " વખતે અહીં આવી ચડે તો ? "

હવે તો ઉન્દર ને મરઘી ય ગભરાયાં. બારી બારણાં અડકાવી દઇને ત્રણે જણાં ઘરમાં બેઠાં.



પણ તે દિવસ શિયાળ ન આવ્યું. એમ કરતાં સાત દિવસ નીકળી ગયા. આઠમે દિવસે વહેલી ઉઠી રાતી મરઘી પૂંજો વાળતી'તી. બારણું ઉઘાડીને મરઘી

પૂંજો નાખવા જાય છે, ત્યાં એણે આઘેથી શિયાળ દીઠું. રાતી મરઘી તો ગભરાઈ ગઈ. હવે શું કરવું? એ તો બૂમો પાડવા મંડી: "એ બીલ્લીબેન, બીલ્લીબેન,



જાગજો. શિયાળ આવે છે. એ ઊન્દરભાઈ જાગજો."

બિલાડી ને ઊન્દર જાગ્યાં; પણ ત્યાં તો શિયાળ

બારણામાં આવી પહોંચ્યું.

વહેલે વહેલે કૂદતેકને બિલાડી એક નાની કોઠી ઉપર ચઢી ગઇ, ઊન્દરભાઇ ઝટપટ કરતાકને દરમાં પેસી ગયા ને રાતી મરઘી બારણા પાછળ સંતાઇ ગઇ.

ધફ ધફ કરતું શિયાળ ઘરમાં આવ્યું. એ જાણે આજ ઠીક લાગ મળ્યો છે. આજ તો ત્રણેને પકડીને આ કોથળીમાં ભરી જાઉં.

શિયાળ તો આખા ઘરમાં ફરી વળ્યું, પણ કોઇ જાગ્યું નહિ. એ કહે, “ આ હમણાં હતાં ને એટલામાં ક્યાં જતાં રહે ? ” એણે ઉંચું જોયું ત્યાં બિલાડીની પૂંછડી દેખાઇ !

શિયાળે પૂંછડી ખેંચીને બિલાડીને પકડી લીધી. દરમાંથી ઉંદરને ય પકડી લીધો; બેયને કોથળીમાં નાખી શિયાળ બારણા પાસે આવ્યું. મરઘી જાણે કે ભોગ મળ્યા, પણ એ બિચારી શું કરે ? શિયાળે એને ય કોથળીમાં પૂરી દીધી.

પછી શિયાળ બહાર નીકળ્યું. ખભે કોથળી નાખીને એ તો ચાલ્યું ઘર ભણી.



ચાલતાં ચાલતાં વાટમાં એક ટેકરો આવ્યો. કોથળીનો ભાર લાગ્યો'તો એટલે શિયાળ ઘડીક વિસામો લેવા સૂતું. કોથળી પાસે મૂકી.

શિયાળ ઉંઘી ગયું એટલે ધીરે રહીને બિલાડીએ કોથળીનું મોઢું પહોળું કર્યું. અંદરથી ઊન્દરભાઈ બહાર નીકળ્યા.

બહાર નીકળી ઊન્દરે કોથળીનું મોઢું છોડી નાખ્યું. બિલાડી ને રાતી મરઘી ય બહાર નીકળ્યાં.

પાસે પથરા પડયા'તા. બિલાડીએ એક યુક્તિ કરી. બિલાડી કહે, "આપણા જેવડો એક એક પત્થર કોથળીમાં મૂકી દઇએ એટલે શિયાળ જાગશે તો ય એને ખબર નહિ પડે."

ત્રણે જણે એક એક પત્થર કોથળીમાં મૂકી દીધો. બિલાડીએ કોથળીનું મોઢુ બાંધી દીધું ને ત્રણે જણાં જતાં રહ્યાં.

શિયાળ જાગ્યું ને કોથળી લઇને આગળ ચાલ્યું. એ કહે, "આજ તો ખાવાની કાંઇ મઝા પડશે !"

ઝટપટ શિયાળ ઘેર આવ્યું. ઝટ ઝટ એણે દેવતા સળગાવ્યો ને ચુલે હાંલ્લી ચડાવી.

પાણી ઉનું થયું એટલે ધીરે રહીને શિયાળે કોથળીનું મોં છોડયું ને હાંલ્લી ઉપર કોથળી ઉંધી વાળી, એ જાણે કે બધાં અન્દર પડશે ને રંધાઈ જશે ?



પણ અન્દર તો પથરા ભર્યા'તા ! ધબાધબ ત્રણેય પત્થર હાંલ્લી ઉપર પડયા, હાંલ્લી ભાગી ગઈ. શિયાળ ઉંચું થઇને જોઈ રહ્યું'તું, ચુલામાં બધું પાણી પડયું એટલે ઉની ઉની રાખ જે ઉડીને તે શિયાળના મોં ઉપર !

ઊન્દર; બિલાડી ને રાતી મરઘી ઘેર પહોંચી ગયાં. ખાધું, પીધું ને નિરાંતે સૂતાં, પછી કોઇ દિવસ શિયાળબાઇ એ તરફ ફરકયાં ય નહિ ! !

# એક રાજકુમાર

એક હતો રાજકુંવર. એનું નામ અજીત.

કુંવરના રૂપનો પાર નહિ : આંખોમા રાજતેજ ઝળકે, મોં તો જાણે ગુલાબનું ફૂલ. જેવું રૂપ તેવા એના ગુણ : મરતાને ય મેર ન કહે, ગરીબને ખાવાનું આપે. દુ:ખીઆંનું દુઃખ મટાડે.

કુંવર ઉપર રાજાને બહુ વા'લ. એક ઘડિય એને વી'લો ન મૂકે.

સૌ કહે, " કુંવર બહુ સારા. " અમીર ઉમરાવ કહે, " કુંવર બહુ સારા. " નોકરચાકર કહે. " કુંવર બહુ સારા. "

રાજા તો કુંવરને જોઈ ગાંડાઘેલા થઈ જાય. ખાતાં-પીતાં, ઉઠતાં–બેસતાં, રમતાં જમતાં સાથે ને સાથે રાખે. કુંવર વગર એમને એક ઘડિય ન ચાલે.

રાજા ઘરડા થયા. કુંવર હજી નાનો હતો.

રાજની બહાર એક ઠાકોર રહે. ઠાકોર બહુ લોભી. કપટ કરી એણે રાજાને મારી નાખ્યો. કુંવર નાનો હતો તોય ખૂબ લડયો; પણ એ તો નાનું બાળક. એનું કેટલું જોર ?

ઠાકોરે એને પકડયો. મારવા જાય ત્યાં સૌ કહે, " કુંવરને નહિ મરવા દઇએ. " અમીર ઉમરાવ કહે, " કુંવરને નહિ મરવા દઇએ. " નોકરચાકર કહે, " અમને મારો, પણ કુંવરને નહિ મરવા દઇએ. " દાસ દાસીઓ કહે, " અમને મારો પણ કુંવરને નહિ. "

સૌએ કુંવરને એક ઘોડો આપ્યો. ઘોડો લઇ કુંવર જંગલમાં ચાલ્યો. અઘોર જંગલમાં કુંવરનો ઘોડો ચાલ્યો જાય છે. ઉનાળાનો તાપ તપે છે, વનવનના વા વાય છે. કુંવરના દુઃખનો પાર નથી.

કુંવરને તરસ લાગી. પાણીનું કયાંઇ નામ ન મળે. જંગલમાં પૂછે ય કોને ? કુંવરનો જીવ ગભરાવા લાગ્યો. ઘોડા ઉપરથી ઉતરી એક ઝાડ નીચે એ પડયો. આંખ

મિંચાય ત્યાં એણે દેડકાનો અવાજ સાંભળ્યો. બિચારું ડુસકાં ભરતું'તું.

કુંવર કહે, "દેડકું દુઃખી જણાય છે!" ધીરે રહી કુંવર ઉઠ્યો. જરાક આઘે જઇને જુએ ત્યાં તો જોયું. એક મોટો સાપ દેડકાને પકડે છે, બિચારું દેડકું ચીસે ચીસ પાડે છે.

કુંવર કહે, "સાપ, સાપ, જવા દે બિચારાને."

સાપ કહે, "નહિ જવા દઉં. એ મારું ભક્ષણ છે."

કુંવર કહે, "એને બદલે બીજું કંઈ આપું: પણ દેડકાને છોડી દે."

સાપ કહે, "ભલે."

સાપે દેડકું છોડી દીધું. નાની તલવાર વડે કુંવરે સાથળમાંથી માંસનો લોચો કાઢી સાપને આપ્યો. દેડકો છૂટી ગયો. સાપ ઘેર ગયો.

નિરાંત વળી એટલે દેડકો કહે, "કુંવર, કુંવર, તેં મારો જીવ બચાવ્યો. હવે તને છોડી ક્યાં જાઉં?

આજથી હું તારો ચાકર ને તું મારો માલિક."

કુંવર કહે, "ચાકર મારા હાથ છે, ચાકર મારા પગ છે, મારે તારૂં શું કામ છે?"

ઘણું સમજાવ્યો પણ દેડકો તો ખસે જ નહિ. 'ડ્રાંઉ' 'ડ્રાંઉ' કરીને એ તો કુંવરના ખોળામાં ભરાય. કુંવર કહે, "ઠીક, ભાઈ, ચાલ ત્યારે."

બેઉ જણ થોડેક ગયા ત્યાં કોઇએ બૂમ પાડી, "કુંવર, કુંવર."

"કોણ છે?

"એ તો હું સાપ." પાસે આવી સાપ કહે, "હુંય તમારો મિત્ર. હવે તમારી સાથે જ આવીશ."

કુંવર કહે. "ભલે."

કુંવર ઘોડા ઉપર બેઠો. સાપ ને દેડકો સાથે લીધા.

ચાલતાં ચાલતાં એક શહેર આવ્યું.

કુંવર કહે, "શહેરના રાજા ક્યાં?"

" નદી કાંઠે મહેલમાં."

કુંવર રાજા પાસે આવ્યો. રાજા કહે, "કોણ છો? કેમ આવ્યા છો?"

"રાજકુમાર છું. આપની સેવામાં રહેવા આવ્યો છું."

રાજા કહે, "શું કામ કરશો?"

"કોઈ નહિ કરે એવું કામ કરીશ."

"બહુ સારૂ. મહેનતાણું શું લેશો?"

"રોજના હજાર રૂપિયા"

રાજા કહે, "વાહ રે, રાજકુમાર!"

"હા કહો તો રહું; નહિ તો આગળ જાઉં."

"ભલે અહીં જ રહો."

રાજાએ કુંવરને સરસ ઘર આપ્યું ને નોકર ચાકર આપ્યા. રાજકુમાર તો ખાય છે, પીએ છે, રાજાજીને સલામ ભરી આવે છે, ને સાપ દેડકા સાથે મજા કરે છે.

એક દિવસ રાજકુંવરીની વીંટી નદીમાં પડી ગઈ.

કેમે કરી નીકળે જ નહિ. માછી ડૂબકી મારીને થાકયા પણ પત્તો ન લાગ્યો. કુંવરી કહે, "મારે તો એજ વીંટી જોઇએ."

રાજાએ હુકમ કર્યો. "કોઈ કાઢી લાવો." પણ પાણીમાં કોની હિમ્મત ચાલે?

કુંવર કહે, "હું કાઢી લાવું."

ઘેર જઇ કુંવરે દેડકાને વાત કરી. દેડકો કહે. "ઓહો! એમાં શું? ચાલો કાઢી દઉં."

ડૂબકી મારી દેડકે વીંટી કાઢી. રાજકુંવરી ખુશી થઇ, સૌ ખુશી થયાં.

એક દિવસ રાજાને સાપ કરડયો. કેમે કર્યો ઉતરે જ નહિ. વૈદ્યો બધા થાકી ગયા, જાદૂગરના મન્ત્ર ન ચાલ્યા; હવે શું થાય? રાજકુમાર દોડીને ઘેર ગયો ને સાપને તેડી લાવ્યો.

કુંવરના સાપે રાજાનું ઝેર ચૂસી લીધું. રાજા જીવતો થયો, બધાં ખુશી થયાં.

રાજા કહે "કુંવર, તમે મને જીવતો કર્યો. હવે અર્ધું રાજ તમારૂં. આ કુંવરીય તમારી."

કુંવર કહે, "રાજ મારે ના જોઇએ. પિતાજીનું રાજ પાછું લેવું છે."

કુંવરીને લઈ રાજકુંવર પોતાના રાજમાં આવ્યો. સાથે સાપ ને દેડકો પણ આવ્યા. "ઠાકોર, ઠાકોર, મારૂં રાજ પાછું આપ."

ઠાકોર કહે, "કાઢી મૂકો આને અહીંથી."

પણ ત્યાં તો સાપે ફૂંક મારી ને સૌ નીચે પડયાં. ઠાકોર જીવ લઈ નાસવા લાગ્યો. દોટ મૂકી કુંવરે એને પકડયો.

ઠાકોર—ભાઈશાબ, માફ કરો. તમારૂં રાજ લો ને મને છોડી દો.

કુંવર કહે, "જા, જવા દઉં છું."

કુંવરે પોતાનું રાજ પાછું લીધું, સૌને સુખી કર્યાં. ખાધું, પીધું ને રાજ કર્યું.

# વસન્તચરી

એક હતી છોકરી. બિચારીની મા મરી ગએલી. બાપ બીજી સ્ત્રી પરણેલા.

નવી મા દીકરીને સુખે બેસવા ન દે. આખો દિવસ દળણાં દળાવે ને દેવાય એટલાં દુઃખ દે.

બાપને શું ? એને કાંઈ ખબર ન પડે. રાત પડે ત્યારે એ ઘેર આવે. નવી મા દીકરીની ખોટી ખોટી ફરિયાદ કરે ને એને માર ખવરાવે.

રડતાંકકળતાં દીકરી દહાડા કાઢે. નવી મા એને પેટપૂર ખાવાનું ન આપે, પૂરું પહેરવા ઓઢવાનું ય ન આપે.

શિયાળાના દિવસ આવ્યા. કડકડતી ટાઢ પડવા માંડી. ટાઢે છોકરીનું શરીર લેવાઇ ગયું, ચામડી કાળી પડી ગઇ; પણ તોય નવી માને દયા ન આવે. એકેય સારું લુગડું એ ન આપે !

## વસન્તપરી

એક દિવસ છોકરીને વહેલી ઉઠાડી નવી મા કહે, "જા, જઈને કેશુડાનાં ફૂલ લઈ આવ. જા, ઝટ પાછી વળજે."

દીકરી તો રડવા મંડી. "મા, મા, આ તો શિયાળો છે. આજ કેશુડાં કેવાં?"

પણ નવી મા સાંભળે શેની? એ કહે, "જા, ગમે ત્યાંથી લઈ આવ; નહિ તો ખાવાનું નહિ મળે."

બિચારી દીકરી ફાટલી ડગલી પહેરી ઘરમાંથી બહાર નીકળી.

દીકરી ગામ બહાર આવી. ઠંડો વાયરો વાય ને ટાઢે શરીરે ધ્રૂજે. એ તો રડતી જાય ને ચાલતી જાય: "હાય, હાય, આજ કેશુડાં કયાંથી મળશે?"

દીકરી ધ્રૂજતી ધ્રૂજતી આગળ ચાલી.

છેટે એક જંગલ હતું. દીકરી કહે, "લાવ, આ જંગલમાં જાઉં. હવે ઘેર પાછું નથી જવું. ભૂખે જીવ જાય તો ય ભલે જાય!"

દીકરી તો જંગલમાં આવી. ફરતાં ફરતાં એ એક



ઝરાકાંઠે આવી. ઝરામાં ચોકખું ચણક પાણી ખળખળ વહેતું'તું. કાંઠે આસોપાલવનું ઝાડ હતું, રૂપાળાં પાંદડાંની ઘટા છવાઈ હતી.

ઝાડ નીચે છ પરીઓ બેઠી હતી. એમના શરીરમાંથી તેજ તેજના અંબાર છૂટતા'તા. છએ જાણે રૂપાળો પોશાક પહેર્યો હતો !

દીકરીને તો પરીઓ જોઇને નવાઈ લાગી. એણે પરીઓની વાતો સાંભળી'તી, પણ કોઈ દિવસ પરી જોએલી નહિ. એ ખૂબ રાજી થઈ.

છએ પરીઓ આનન્દથી ગાતી જાય, ને ફૂલની માળા ગૂંથતી જાય.

માળા ગૂંથી રહીને છએ પરીઓએ ગીત ગાયાં ને રાસ ખેલ્યા.

દીકરી બધું જોતી હતી; પણ એટલામાં એને નવી મા સાંભરી. "હાય, હાય, માએ તો કેશુડાંનાં ફૂલ લેવા મોકલી છે !"



દીકરીએ તો હળવે રહીને થોડાક કેશુડાં ચૂંટી લીધાં, થોડોક મોર તોડી લીધો.

એની આંખમાંથી ડબ ડબ બે ચાર આંસુ સરી પડચાં.

રાસ રમતાં એક પરીની નજર એના ઉપર પડી. પરી કહે, “ આ છોકરી રડે છે કેમ ?”

બધી પરીઓ છોકરી પાસે દોડી આવી ને એને વિંટળાઇ વળી.

“ બ્હેન બા, શીદ રડે છે ? તારે શું જોઇએ છે ? બ્હેન, રડીશ ના. ”

પણ દીકરી શું કહે ? એને તો ઉલટું વધારે રોવું આવ્યું.

પરીઓએ એને બધી વાત પૂછી લીધી.

પછી પરી કહે, “ ઓહો ! એમાં રડે છે શું ? જો, અમે છએ પરીઓ એક એક ઋતુમાં અહીં આવીએ છીએ. મારૂં નામ વસન્તપરી છે, હું વસન્તમાં આવું છું: ઝાડપાન લીલાં કરૂં છું ને કેશુડાં ખીલવું છું. આ બીજી પરીઓનાં નામની તો તને ખબર હશે જ. ”

કોઇનું નામ હેમન્ત હતું, કોઇનું નામ શિશિર હતું, કોઇનું વર્ષા અને કોઇનું નામ શરદ હતું.

દીકરી તો છએ પરીઓ સામું જોઈ રહી.

વસંત કહે, "બ્હેન, હમણાં તો આ શિશિરનો વારો છે. કેશુડાં તો હું આવું છું ત્યારે ખીલવું છું; પણ તારે થોડાંક જોઇએ છે ને? ચાલ, હું તને આપું."

આમ કહીને વસન્તપરી બીજી પરીઓને લઇને પેલા ઝાડ નીચે આવી. સાથે પેલી દીકરી ય ગઈ.

વસન્તપરી કહે. "જો બ્હેન, આ સિશિરની જગ્યાએ હું જઇને બેસું છું ત્યાં બેસીશ એટલે આ બધાં ય ઝાડ ખીલી ઉઠશે. આંબે મો'ર આવી જશે ને ખાખરા ઉપર કેશુડાં ખીલી ઉઠશે. તારે જોઈએ એટલાં કેશુડાં ને મો'ર લઇ લેજે.

વસન્તપરી ઉભી થઇને શિશિરની જગ્યાએ બેઠી. ત્યાં તો સાચે જ ઝાડ બધાં ખીલી ઉઠયાં; જૂનાં પાંદડાં ખરી પડયાં ને નવાં પાંદડાં ફૂટ્યાં. આંબે મોર આવ્યા ને ખાખરે કેશુડાં ખીલ્યાં.

દીકરીએ તો હળવે રહીને થોડાંક કેશુડાં ચૂંટી લીધાં, થોડોક મો'ર તોડી લીધો.

પછી વસન્તપરી ઉઠી ને ચાલી ગઈ. ઝાડ બધાં હતાં તેવાં થઇ ગયાં, જૂનાં પાંદડાં દેખાયાં ને મો'ર જતો રહ્યો.

દીકરી કેશુડાં ને મો'ર લઇને છએ પરીઓની પાસે આવી. સૌએ એને આશીર્વાદ દીધા.

દીકરીને હવે પરીઓનો સાથ છોડવો ગમતો નહોતો; પણ શું કરે ?

વસન્તપરી કહે, " બ્હેન, થોડા દિવસ પછી હું આવીશ ત્યારે આપણે સાથે રમશું જમશું. જા, બ્હેન, ટાઢમાં તારૂં શરીર અકડાઈ જાય છે, વ્હેલી વ્હેલી ઘેર પહોંચી જા. "

પરીઓની વિદાય લેઈ દીકરી ઘેર આવી. માને કેશુડાં ને મો'ર આપ્યો. માને તો ખૂબ નવાઇ લાગી ! એ કહે, " આ બધું ક્યાંથી મળ્યું ?"

દીકરીએ માંડીને બધી વાત કરી. નવી માને ય હવે એની ઉપર વ્હાલ આવ્યું. એ તો એને બાઝી પડીઃ "બેટા, મેં તને બહુ દુઃખ દીધું છે!"

બાપને ય બધી વાતની ખબર પડી.

પછી તો માદીકરી આનન્દકલ્લોલ કરવા લાગ્યાં ને હરખથી રમવા જમવા લાગ્યાં. વસન્તપરી આવી એટલે દીકરીને એની સાથે રમવાની ને ફૂલ ને મો'ર વીણવાની ભારે મઝા પડી.

પછી તો દર વર્ષે વસન્તપરી આવે ને બે માસ રહે. દીકરી એની સાથે ખૂબખૂબાં રમે ને રાજી થાય.



# રૂપસિંહ ઠાકોર.

એક રાજા હતો. એની એક પેટી હતી. રાજાને પેટી બહુ વ્હાલી, એક ઘડીય વીલી ન મૂકે. રસોડામાં સાથે રાખે, કચેરીમાં પાસે રાખે, શિકારે જાય ત્યાંય પેટી લઈ જાય.

બધાં કહે આ પેટીમાં શું હશે ?

પણ કોઈને ખબર ન પડે કે પેટીમાં શું છે ?

એક નોકર હતો. રૂપો એનું નામ. એ કહે, " આ પેટીનાં આટલાં બધાં જતન ! મહીં એવું તે શું ભર્યું હશે ?"

એક દિવસ રાજા રસોડામાં પેટી ભુલી ગયા. નોકર એકલો હતો. ધીરે રહી એણે પેટી ઉઘાડી. મહીં એક દાડમ હતું. દાડમને રૂપાળી લાલ કળીઓ હતી.

રૂપો કહે, " ઓહો ! આ એક દાડમ કાજે આટલી બધી કાળજી ?"

રૂપાએ તો બે ત્રણ કળીઓ મોંમાં નાખી. પણ દાડમ તો દેવતાઈ હતું. એની કળી જે ખાય તેને પશુ-પંખીની બોલી સમજાય એવું વરદાન હતું.

નોકરે જ્યાં કળીઓ ખાધી ત્યાં તો બાગમાંનાં પંખીઓની વાતો એને સમજાવા માંડી.

બારી ઉપર બે ચકલીઓ ચીં ચીં કરતી'તી. રૂપા નોકરને એમની બોલી ય સમજાઈ!

નોકર ઘણો રાજી થયો! બીજે દિવસે રાણીની એક કીંમતી વીંટી ખોવાઈ ગઈ. રાજાએ રૂપાને ધમકાવ્યો. "જા હમણાં ને હમણાં વીંટી ખોળી દે. નહિ તો જીવથી જઈશ."

બિચારો નોકર રાજાજીને શું કહે? એ તો મહેલ-માંથી બહાર નીકળ્યો. વિચારમાં પડ્યો કે વીંટી ક્યાંથી ખોળી દેવી?

મહેલ પાસે એક સરોવર હતું. રૂપો તો ફરતો

ફરતો એને કાંઠે આવ્યો. વિચારવા લાગ્યો "ભલા ભગવાન, કંઈક ઉપાય બતાવ."

પાણીમાં બે માછલીઓ વાતો કરતી'તી.

એક કહે, "રાણીની વીંટી ગળી ગઈ છું તે પેટમાં દુઃખે છે."

બીજી કહે "જાને રાજાનો નોકર આવ્યો છે તે વીંટી કાઢી લેશે."

કાંઠે આવી માછલીએ મોઢું ઉઘાડ્યું. હળવે રહીને નોકરે વીંટી કાઢી લીધી.

મહેલમાં આવી રૂપાએ રાજાજીને વીંટી આપી. રાજા બહુ ખુશી થયા ને કહે, "માગ, માગ, માગે તે આપું."

નોકર કહે, "બાપુ, મારે દુનિયા જોવા જવું છે. સારો ઘોડો ને થોડાક રૂપિયા આપો. મારે બીજું કાંઈ ન જોઇએ."

રાજાએ ઘોડો આપ્યો. એક હજાર સોના-મહોર આપી.

રાજારાણીને પગે પડી નોકર ચાલ્યો દેશ-દેશાવર જોવા.

(૨)

ચાલતાં ચાલતાં વાટમાં એક તળાવ આવ્યું. મહીં થોડુંક પાણી હતું. કાંઠે ત્રણ માછલીઓ તડફડતી હતી. હમણાં જાણે જીવ જશેઃ હમણાં મરી જશે.

રૂપાને દયા આવી. નીચે ઉતરી એણે ત્રણેને પાણીમાં મૂકી. માછલીઓ ખૂબ રાજી થઈ.

માછલીઓ કહે, "ભલા ભાઇ, ભગવાન તારૂં ભલું કરશે. કોઇ વેળા સંભારજે, અમે તારૂં કામ કરશું."

નોકર આગળ ચાલ્યો. થોડેક જતાં તેણે એક કીડી રાણી દીઠાં, કીડી રાણી બોલતાં'તા, "અરે રામ, આ પેલો ઘોડાવાળો આવશે ને આપણાં બચ્ચાંને ચગદી નાંખશે!"

પણ રૂપાએ ઘોડો વાળી લીધો. કીડી રાણી ઘણાં રાજી થયાં અને કહ્યું, "ભલા ભાઈ, ભગવાન તારું ભલું કરશે. કોઈવાર સંભારજે. અમે તારું કામ કરશું."

આગળ ચાલતાં ચાલતાં રૂપાભાઈ એક બંગલામાં આવ્યા.

રસ્તા ઉપર એક ઝાડ હતું. ઉપર કાગડાનો માળો હતો.

કાગડો કાગડી ચારો ચણવા ગયેલાં. માળામાં ત્રણ બચ્ચાં હતાં: એક સમડી માળા ઉપર ઝપટ માર-તી'તી. રૂપાએ સમડીને ઉરાડી મૂકીને બચ્ચાંને ઉગાર્યાં. બચ્ચાં બહુ રાજી થયાં.

બચ્ચાં કહે, "ભલા ભાઇ, ભગવાન તારું ભલું કરશે. કોઇવાર સંભારજે. અમે તારું કામ કરશું."

રૂપો આગળ ચાલ્યો. જંગલ પુરું થયું એટલે એક મોટું શહેર આવ્યું.

શહેરના રાજા ઘરડા થયા'તા. રાજકુંવર હતો

નહિ. રાજાએ પણ લીધેલું કે જે કોઇ ત્રણ કામ કરે એને રાજ આપું.

રૂપાએ બધી વાત સાંભળી લીધી, ત્રણ કામ હતાં કપરાં.

એક તો દરીયાને તળીએથી વીંટી લાવી દેવાનું.

બીજું એક દાણોય ન રહે એવી જમીન ચોકખી કરવાનું.

ત્રીજું સાત સમુદ્ર પારથી અમૃતરસ લાવવાનું.

રાજા દરિયા કાંઠે ઉભા છે. વીંટી હાથમાં રાખી બોલે છેઃ "છે કોઈ વીરલો? છે કોઇ વીંટી કાઢનાર? હોય તો આ હીરાજડી વીંટી નાખું દરિયામાં."

પણ એ તો મહાસાગર! એમાંથી કાંઇ વીંટી નીકળે? તરતાં આવડે તોયે શું?

કોઇ બોલ્યું નહિ, ચાલ્યું નહિ, સૌ પુતળાં જેમ ઉભા રહ્યા!

રાજા કહે, "અરે કોઈ નથી?"

ત્યાં તો રૂપો રાજા પાસે આવ્યો: "રાજાજી, નાખો વીંટી; હું કાઢી દઈશ."

રાજાજીએ વીંટી. ફેંકી રૈયત બધી જોઇ રહી. રૂપો પાણી પાસે આવ્યો. જ્યાં અન્દર પગ મૂકવા જાય છે, ત્યાં પેલી ત્રણ માછલીઓ દેખાઈ. રૂપો ખૂબ રાજી થયો. માછલીઓને એણે બધી વાત કરી.

માછલીઓ કહે, "ઓહો! એમાં શું! વીંટી હમણાં લાવી દઇએ."

માછલીએ એક ઘડીમાં વીંટી લાવી હાજર કરી.

દરિયાકાંઠે આવી રૂપાએ વીંટી રાજાને આપી. રાજા ખુશી થયા, રૈયત રાજી થઇ.

રાજા કહે, "કાલ બીજું કામ."

બીજે દિવસે રાજાએ દાણા વેરાવ્યા. ઝીણા દાણા! વિણ્યા વિણાય નહિ!

રાજા કહે, " આટલી જમીન ચોકખી કરી આપો. જો જો હં, એકેય દાણો પડયો ન રહે. "

રૂપો તો વિચાર કરે છે; ત્યાં પેલી કીડી રાણી દેખાઈ. કીડી કહે, " ભલા ભાઇ, શીદને ચિન્તા કરો છો ? કાલ સવારે એક દાણોય નહિ રહે. "

રાતે કીડી રાણીનું કટક આવ્યું ને બધાય દાણા લઈ ગયું.

સવારે આવીને રાજાજી જુએ છે તો જમીન ચોકખી ચટ ! એકેય દાણો નહિ રહેલો !

રાજા કહે, " શાબાશ. "

હવે ત્રીજું કામ બાકી રહ્યું. અમૃતરસ લાવવાનું. રૂપો કહે, " ચાલને ખોળવા તો જાઉં. "

રૂપો તો ઘોડા ઉપર બેઠો ને ચાલ્યો અમૃતરસ ખોળવા.

ચાલતાં ચાલતાં એક વગડો આવ્યો. ઉનાળાનો તાપ અને બપોરનો વખત એટલે રૂપાને બહુ થાક

લાગ્યો, ઘોડા ઉપરથી નીચે ઉતરી એક ઝાડ તળે એ સુતો.

ઝાડ ઉપર ત્રણ કાગડા રહેતા'તા—પેલાં બચ્ચાં. ત્રણેયે રૂપાને ઓળખ્યો.

રૂપો જાગ્યો. કાગડા નીચે આવ્યા. ચારેય જણને આનંદ થયો.

કાગડા કહે, " ક્યાં જાવ છો ? "

" અમૃતરસ લેવા. " રૂપાએ જણાવ્યું.

કાગડા કહે, " અમૃતરસ એમ નહિ મળે. એ તો સાત સમુદ્ર વટાવીને જાય તેને જ મળે. "

રૂપો કહે, " ત્યારે હવે શું કરવું ? "

કાગડા કહે, " ફીકર નહિ, તમે અહીં બેસજો. એક ઘડીમાં અમે અમૃતરસ લઈ આવશું. "

આમ કહીને ત્રણે કાગડા ઉડયા. ખર્‌ર્‌ર્ ખટ્ !

ચાંચમાં અમૃતરસ પકડી કાગડા પાછા આવ્યા.

અમૃતરસ લઈ રૂપો રાજાજીની પાસે ગયો.

રાજા બહુ રાજી થયા.

પછી રાજાએ એને રાજ આપ્યું. પેલું અમૃતરસ પણ ભેટ આપ્યું.

હવે તો રૂપસિંહ ઠાકોર ખાય છે, પીએ છે ને ચાર ચોકડીનું રાજ કરે છે.





એક બુઢ્ઢી હતી. એની પાસે સાત સોનેરી હંસ હતા. બુઢ્ઢીએ હંસ ચારવા એક છોકરી રાખેલી. એનું નામ ચમ્પા.

સવાર પડે એટલે ચમ્પા હંસ ચારવા જાય. સરોવરની પાળે હંસ ચારો ચણે ને ચમ્પા મીઠાં ગીત ગાય. કોઇ વાર હંસ સાથે ચમ્પા તરવા પડે ને ખૂબખૂબાં ન્હાય.

બપોર થાય એટલે ચમ્પા ભાથું ખાવા બેસે, હંસ ઘડીક વિસામો લે.

સાંઝે હંસ લઇને ચમ્પા પાછી વળે.

ચમ્પાને હંસ ગમે. હંસને ચમ્પા ગમે. કોઇ દિવસ ચમ્પા મોડી થાય તો હંસ બધા તેડવા જાય, કોઈ દિવસ ચમ્પા માંદી થાય તો હંસ બધા એની ચાકરી કરે; પણ હંસને બુઢ્ઢી ન ગમે. એને જુએ ત્યાં બધા હંસ મોં ફેરવે !

બુઢ્ઢીએ હંસને માટે એક ઘર બાંધ્યું હતું. રોજ સાંઝે એ એમાં હંસને પૂરે ને બારણે તાળું વાસે. રાતે ચમ્પા એક ઓરડીમાં સૂઈ રહે ને મીઠી ઉંઘ લે.

એક દિવસ ચમ્પા હંસ લઈ પાછી વળી. હંસને ઘરમાં પૂરીને ચમ્પા બહાર નીકળી. બારણે બે ત્રણ સસલાં ઉભાં.

સસલાં જોઇને ચમ્પા બહુ રાજી થઈ. સસલાં ય રાજી થયાં. લીલી ધરો ઉપર ચમ્પા ને સસલાં રમવા લાગ્યાં.

રમતાં રમતાં રાત પડી ગઈ. ચમ્પાને જવાનું ગમે નહિ, પણ શું કરે ? એને ય બુઢ્ઢીની બીક લાગતી'તી.

સસલાંને વદાય કરી ચમ્પા ઉભી થઇ. જતાં જતાં એણે હંસના ઘર ભણી જોયું. બારીમાંથી તેજ તેજના અંબાર છૂટતા'તા !

ચમ્પા કહે, " આટલું બધું તેજ શાનું હશે? બુઢ્ઢી કાંઈ દીવો તો મૂકતી નથી! "

એક બારીમાંથી ચમ્પાએ અન્દર જોયું. અન્દર સાત પરીઓ હતી. તેજ તેજના અમ્બાર વરસાવતી'તી !

ચમ્પાને નવાઈ લાગી. એ કહે, " આ હંસની પરીઓ કયાંથી બની ગઈ?"

ચમ્પા કહે, " પરીબ્હેન, પરીબ્હેન, મારા હંસ કયાં છે? તમે રડો છો શું કામ?"

સાતે પરીઓની આંખમાંથી આંસુ જતાં'તાં. ચમ્પાને જોઇ એ બહુ રાજી થઈ. પાસે આવી એ કહે, " ચમ્પા, અમે સાતે ય પરીઓ છીએ, પેલી બુઢ્ઢીએ અમને હંસ બનાવી દીધી છે. અડધ રાત પછી બે ઘડી આટલું સુખ મળે છે. "

ચમ્પાને રોવું આવ્યું. એ કહે, “ પરીબ્હેન, તમે આખો દિવસ પરીઓ જ રહો તો કેવું !”

પરી કહે, “ બ્હેન, એ કાંઈ અમારા હાથમાં છે ? આ બુઢ્ઢી ક્યાં છોડે એમ છે ?”

રડતાં રડતાં ચમ્પા બોલી, “ અરેરે ! આવું દુઃખ તે કેમ વેઠાય ?”

પણ એટલામાં બે ઘડી વીતી ગઇ. સાતે પરીઓ હંસ બની ગઈ. ચમ્પાનું રોવું તો માય નહિ. એને થયું, ચાલને પેલા ઘુવડ ભાઈબંધને પૂછી જોઉં. એ કાંઈ ઉપાય બતાવશે.

એક ઘરડું ઘુવડ ચમ્પાનું માનીતું હતું. એની પાસે જઇને ચમ્પાએ બધી વાત કરી. ઘુવડ કહે, “ એક ઉપાય છે. પેલા તળાવની વચ્ચોવચ્ચ બેટ છે, ને ત્યાં એક છોડ છે. જો કોઈ એ છોડનાં મૂળ લઈ આવે ને હંસને સુંઘાડે તો એ પાછી રૂપાળી પરીઓ બની જાય. પછી કોઈ દિવસ હંસ ન બને. ”

## સોનેરી હંસ

ચમ્પા તળાવકાંઠે આવી પણ એટલામાં સવાર પડી ગયું. હંસ ચારવા જવાનો વખત થયો. “હવે કાલે વાત” આમ કહીને ચમ્પા પાછી વળી ત્યાં તો ‘છું છું’ કરતું એક છછુંદર મળ્યું:

“ચમ્પાબ્હેન, ચમ્પાબ્હેન, કેમ રડો છો?”

ચમ્પાએ એને બધી વાત કરી.

છછુંદર કહે, “ઓહો! એમાં શું? આજ રાત્રે અહીં આવજો. હું છોડ લઇ આવીશ.”

ચમ્પા ઘેર આવી ને હંસ લઇને સરોવર પાળે ગઇ.

આખો દિવસ ચમ્પાને કાંઇ ગમ્યું નહિ, એ તો હંસ ભણી જુએ ને રડે. હંસને ય આજે ચારો ચરવાનું ન ગમે.

રાત પડી. હંસને ઘરમાં પૂરી બુઢ્ઢીએ તાળું માર્યું. ચમ્પા એની ઓરડીમાં ગઈ.

થોડીક વારે ચમ્પા તળાવકાંઠે જવા તૈયાર થઇ. ત્યાં કોઇએ બારણું ખખડાવ્યું: ટપ ટપ ટકોરા માર્યા.

બારણું ઉઘાડીને જુએ ત્યાં તો પેલું છછુંદર! મૂળીઆં લઇને આવ્યું છે.

ચમ્પા ખૂબ રાજી થઈ. છછુંદરને વદાય કરી ચમ્પા હંસ પાસે આવી.

મૂળીઆંની સુગંધ લાગી ત્યાં તો સાતેય હંસની પરીઓ બની ગઈ! તેજ તેજના અંબાર છૂટ્યા!

ચંપા રાજી રાજી થઇ ગઈ. બધાં ય ખૂબ રાજી થયાં.

પણ ત્યાં તો પેલી બુઢ્ઢી આવી પહોંચી. તાળું ઉઘાડીને એ ઘરમાં આવી. એને મૂળીઆંની વાસ આવી!

એ કહે, "આ શું ગંધાય છે?"

પાસે મૂળીઆં પડ્યાં'તાં. ડોશીએ તો મૂળીઆં લઇને સુંઘ્યાં. પરીઓ સિવાય જે કોઇ મૂળીઆં સુંઘે તે મરઘી બની જાય એવો શાપ હતો. ડોશી તો મરઘી બની ગઈ!

ચમ્પા કહે. "અરે ! આ તો મરઘી બની ગઇ ! હવે શું કરવું ?"

પણ ત્યાં તો મરઘીએ બહાર નીકળીને દોટ મૂકી. બધાંએ બહુ વાટ જોઈ પણ મરઘી પાછી જ ન આવી.

પછી તો ચમ્પા સાતે પરીઓ સાથે રમીજમીને આનન્દ કરવા લાગી.



# "ચલ જાઉં કે ટપ જાઉં?"



જમાલખાં કરીને એક પટાવાળો હતો. બિચારાની ઉમ્મર થયેલી એટલે એને કશું યાદ ન રહે. વાત વાતમાં બધું ભૂલી જાય!

એકવાર જમાલખાંને એના સાહેબે કહ્યું, "જમાલખાં! જાવ, અણીઆળી ગામ જઇ એના મુખીને તેડી આવો."

સાહેબ જમાલખાંને બરાબર ઓળખતા'તા. એમણે જાણ્યું કે વખતે મિયાંને ગામનું નામે ય યાદ નહિ રહે. સાહેબે તો એક અણીવાળી સોટી કરી આપી ને કહ્યું, "જુઓ અણીવાળી સોટી ઉપરથી અણીઆળી ગામ યાદ રાખતા જજો."

જમાલખાં કહે, "અચ્છા સાબ."

## " ચલ જાઉં કે ટપ જાઉં ?"

સોટી લઈને જમાલખાં તો ચાલ્યા. મોઢેથી ગોખતા જાય, " અણીઆળી, અણીઆળી, અણીઆળી. "

ચોમાસાનો વખત હતો એટલે ઠેર ઠેર પાણી ભરાએલું. જમાલખાં તો ધીરે ધીરે ચાલવા મંડયા.

આગળ જતાં એક નાનો વહેળો આવ્યો. અન્દર કાંઈ ઝાઝું પાણી નહિ, પણ કાદવકીચડ ખૂબ.

મિયાં મનમાં કહે, " કયા કરૂં ? પગરખાં કાઢીને ઉતરૂં કે એમને એમ ઉતરૂં ? કયા કરૂં ? ચલ જાઉં કે ટપ જાઉં ? "

બે ચાર ઘડી સુધી જમાલખાં તો વિચારમાં પડી ગયા. છેવટ એમણે ટપી જવાનું નક્કી કર્યું.

લાકડીનો ટેકો મૂકી જમાલખાં વહોળો ટપી ગયા, પણ પાતળી લાકડી તે કાંઈ એમનો ભાર ઝીલી શકે ? કડાક લઈને લાકડી ભાગી ગઇ.

જમાલખાં ખાલી હાથે આગળ ચાલ્યા.

થોડેક ગયા એટલે એમણે પેલું ગામ સંભારવા માંડ્યું. પેલી લાકડી તો મળે નહિ, હવે કેમ કરી ગામ યાદ આવે ?

મિયાંએ તો બહુએ ગોખ્યું પણ કાંઇ નામ યાદ ન આવ્યું.

હવે જમાલખાં ગભરાયા, આ સાંઝ તો પડી જશે. કામ નહિ થાય તો સાહેબ વઢશે. હવે કરવું શું ?

એટલામા મિયાંને કંઈક યાદ આવ્યું: હાં, હાં, નામ યાદ આ ગયા ! ' ચલ જાઉં કે ટપ જાઉં ? ' એ નામ થા !

પેલા ગામનું નામ તો યાદ ન રહ્યું પણ એમણે આ ' ચલ જાઉં કે ટપ જાઉં ? ' ગોખવા માંડ્યું.

થોડેક આગળ ગયા એટલે એક ગામ આવ્યું. જમાલખાંએ એક ખેડુતને પૂછ્યું, " અબે, ' ચલ જાઉં કે ટપ જાઉં ' કીધર હે ? "

ખેડુત કહે, " બાપુ, એ તો આ નહિ, આગળ જાવ. "

## "ચલ જાઉં કે ટપ જાઉં ?"

મિયાં તો વળી આગળ ચાલ્યા. બે ખેડુત ખેડતા'તા. મિયાંએ એમને પૂછ્યું,

"અબે, 'ચલ જાઉં કે ટપ જાઉં' કીધર હે ?"

ખેડુત તો હસવા મંડ્યા. "આવું નામ તો આજે સાંભળ્યું !"

સાંઝ પડવા આવી એટલે મિયાં તો થાક્યા. મનમાં કહે, "સાહેબે નકામો ધક્કો ખવરાવ્યો. એમણે ગામનું નામ જ ખોટું કહ્યું હશે. ચાલ, હવે પાછો જાઉં."

જમાલખાં તો પાછા આવ્યા. સાહેબ કહે, "કેમ જમાલખાં મોડું થયું ? મુખી ક્યાં છે ?"

"અરે સાબ, તમે તો ગામનું નામ જ ખોટું કહ્યું હશે. લાખ માણસને પૂછી જોયું પણ કોઈને ખબર જ નહોતી ! સૌ કહે, 'આવું નામ તો આજે જ સાંભળ્યું!'"

સાહેબ કહે, "અરે, હું ગઈ કાલે જ એ ગામ તો જઈ આવ્યો છું. આ અહીંથી પૂરા બે ગાઉએ ય નથી. મિયાં તમે નામ જ ભૂલ્યા હશો."

"અરે, નહિ સાબ, બરાબર યાદ રખ્ખાથા. બરાબર ગોખા થાઃ 'ચલ જાઉં કે ટપ જાઉં ?' ઈસમેં યાદ રખનેકા કયા હૈ ?"

સાહેબ તો હસી પડયા. "અરે મિયાં, એ નહિ અણીઆળી નામ હતું અણીઆળીઃ તમને અણીવાળી સોટી આપી હતી ને ?"

જમાલખાંને હવે ખરું નામ યાદ આવી ગયું !

આખી કચેરી ખડ ખડ હસી પડી.

# રાજા અને સુગરી



એક હતી સુગરી. એક હતો રાજા.

રાજાના બાગમાં સુગરીએ માળો બાંધ્યો. રૂપાળો માળો. જાણે સોનેરી !

ફરતાં ફરતાં રાજાએ માળો દીઠો. એ કહે "કેવો સુન્દર માળો! કેવું સુન્દર સોનું !"

રાજાએ સિપાઈને હુકમ કર્યો, "લઈ જાવ આ માળાને ખજાનામાં."

સુગરી બિચારી શું કરે? સિપાઈ તો માળો લઈ ગયા.

બપોરે રાજાએ કચેરી ભરી.

સિંહાસન ઉપર રાજા બેઠા છે. સાચાખોટાનો ન્યાય કરે છે.

એટલામાં સુગરી ત્યાં આવી. સુગરી તો આમ ઉડે, તેમ ઉડે ને બોલતી જાય,

"રાજા ચોરટો,
મારો માળો ચોર્યો."

રાજા કહે, "ભરદરબારમાં મારૂં અપમાન? કોણ છે? પકડો આ સુગરીને."

પાંચ પચીસ સિપાઈ છૂટયા. પકડનાર પાંચ પચીસ ને સુગરી બિચારી એકલી. નાનકડો જીવ: એ તે કેટલું ઉડે? બિચારી થાકી ગઈ.

સિપાઈએ એને પકડી લીધી.

રાજાએ રાણીને કહાવ્યું, "આને તેલમાં તળી નાખજો."

રાણીએ ચુલા ઉપર કઢાઈ મૂકી. તેલ તપાવીને જ્યાં સુગરીને મહીં નાખવા જાય છે, ત્યાં તો સુગરી ભર્ર્ર્ર ભટ્ કરતી ઉડી ગઈ!

સુગરી ઉડતી જાય ને બોલતી જાય,

## રાજા અને સુગરી

" રાજા ચોરટો,
મારો માળો ચોર્યો. "

રાજાને ખૂબ રીસ ચડી. સો સિપાઈ સુગરીની પાછળ પડ્યા.

બિચારી સુગરી ફરીથી પકડાઈ.

રાજા કહે, "લાવને એને ગળી જ જાઉં. પછી ક્યાં જશે ? "

રાજા તો સુગરીને ગળી ગયો. નાકકાને ડૂચા માર્યા, વખતે સુગરી બહાર નીકળી જાય.

પણ પેટમાં જઈને સુગરી તો મંડી ચાંચો મારવા!

રાજાને પેટમાં બહુ દુઃખ થવા મંડ્યું. એ કહે, " આ તો ખોટું થયું. "

રાજાએ નોકરને તલવાર આપીને કહ્યું, " જો જે, આ કાન ઉઘેડું છું તે ચકલી બહાર આવે એટલે એને મારી નાખજે. "

નોકર તલવાર પકડીને ઉભો.

રાજાએ એક કાન ઉઘેડયો. કાન વાટે ગસુરી બહાર નીકળી.

નોકરે તલવાર મારી, પણ સુગરી તો ફ્ર્ર્ર્ર્ર્ કરતી ઉડી ગઈ. તલવાર પડી રાજાના નાક ઉપર. રાજા સાહેબનું નાક કપાઈ ગયું !

ઉડતી ઉડતી સુગરી કહે,

“ રાજા બૂચો<br>
રાજા બૂચો<br>
રાજાનું નાક કપાઇ ગયું. ”



# ચમ્પા અને પરીઓ

જંગલ હતું. એમાં એક ઘર હતું. ચમ્પા ને એની મા એમાં રહે.

ચમ્પાની મા બિચારી ઘરડી હતી. ઘરમાં બીજું કોઈ કમાનાર નહોતું. માદીકરી માંડમાંડ પેટ ભરે.

પણ ચમ્પા આનન્દી હતી. રોજ સવારમાં એ વહેલી ઉઠે, કોયલ ને મોરના ટહૂકા સાંભળે, મીઠાં ગીત ગાય ને ઉગતા સૂરજના રંગ જુએ.

કોઇ દિવસ ચમ્પા ઝરણાને કાંઠે જાય, લીલી ધરો ઉપર બેસે ને મીઠો ખળખળાટ સાંભળે.

એક દિવસ ચમ્પા ઝરણા કાંઠે બેઠી'તી, ઝીણું ઝીણું ગાતી'તી; ત્યાં એણે એક પત્થર હાલતો દીઠો. એને થયું, શું હશે એ ?

ત્યાં તો પત્થર ઉંચકાયો ને મહીંથી એક પરી ઉપર આવી. પરીના શરીરમાંથી તેજ તેજના અમ્બાર

છૂટતા'તા, એણે સુન્દર ધોળાં ફૂલનો પોશાક પહેર્યો'તો, હાથમાં એક હીરાજડિત વીંટી હતી.

ઉપર આવીને પરી લીલી ધરો ઉપર બેઠી. પાછળ બીજી છ પરીઓ પણ નીકળી.

ચમ્પા પરીઓ સામે જોઇ રહી. એ તો ઘેર જવાની વાત જ ભૂલી ગઈ.

ઘડીક વિસામો ખાઈને સાતે ય પરીઓ ઉડી ગઈ.

હળવે રહીને ચમ્પા પેલા પત્થર પાસે ગઈ. એ કહે, " લાવને આ પત્થર ખસેડીને જોઉં. નીચે શું હશે ? "

પણ પત્થર કાંઈ ચમ્પાથી હાલે એવો નહોતો. એણે ઘણીય મહેનત કરી પણ પત્થર ન ખસ્યો.

થાકીને ચમ્પા ઘેર જતી હતી, એટલામાં એની નજર એક હીરાજડિત વીંટી ઉપર પડી. એને થયું, આ તો પેલી પરીની વીંટી !

ચમ્પા કહે, " બિચારી પરી વીંટી શોધતી હશે. લાવને ઘડીક અહીં જ બેસું. પરી આવે તો આપીને પછી ઘેર જાઉં. "

## ચમ્પા અને પરીઓ

ચમ્પાની વાત સાચી પડી ! ઉડતી ઉડતી પેલી પરી ત્યાં આવી ને પત્થરની આસપાસ વીંટી ખોળવા લાગી.

વહેલે વહેલે ચમ્પાએ પાસે જઇને કહ્યું, "પરી-બ્હેન, વીંટી ખોળો છો ને? લ્યો, આ રહી."

પરી તો વીંટી જોઇને રાજી રાજી થઈ ગઈ. એ કહે, "હાશ, સારૂં થયું; નહિ તો આજ રાતે પરી-રાણીના દરબારમાં ન જવાત !"

પરી તો ચમ્પાને ભેટી પડી. જતાં જતાં પરીએ ચમ્પાને વરદાન આપ્યું, "તું માગીશ એ મળશે."

પરી ઉડી ગઈ. ચમ્પા ઘેર ગઈ.

બિચારી મા તો ચમ્પાની વાટ જોઇને બેસી રહી હતી.

ચમ્પા આવી એટલે માએ ગરમામાંથી ટાઢો રોટલો કાઢયો ને એને ખાવા બોલાવી; પણ ચમ્પાને થયું કે માથી આવો ટાઢો રોટલો નહિ ચવાય, એને તો ઉનો ઉનો શીરો મળે તો સારૂં.

ત્યાં તો થાળીમાં ઉનો ઉનો શીરો પીરસાયો !

મા કહે, “ અરે ! આ શીરો ક્યાંથી ? ચમ્પા, બેટા, જોને; આ શું છે ?”

ચમ્પાને પરીનું વરદાન સાંભર્યું. એને થયું કે પરીનું વરદાન ખરૂં પડ્યું ! એણે માંડીને માને બધી વાત કરી.

પછી તો ચમ્પા જે ચિન્તવે એ મળે ! માદીકરી ખાય, પીએ ને મઝા કરે.

વળી એક દિવસ ચમ્પા પેલા ઝરાને કાંઠે જઇને બેઠી. એને થયું, આજે ય પરી આવે તો કેવું !

ઘડીક થઇ ત્યાં તો પત્થર હાલ્યો. એક, બે એમ સાતે ય પરી બહાર નીકળી.

પણ આજ તો સાતે ય પરીઓનાં મોં ઉતરી ગયાં’તાં. પોશાક મેલો થઇ ગયો’તો !

ચમ્પાને રોવું આવ્યું. હળવે રહીને એણે પૂછ્યું, “ પરીબહેન, આજ આટલાં ઉદાસ કેમ છો ? મારા સમ, સાચું કહેજો. ”

એક પરી કહે, "અરે બ્હેન! કહેવાની વાત નથી. આજ પરીરાણીએ અમને સૌને જુદા જુદા રંગના પોશાક પહેરી લાવવાનું ફરમાવ્યું છે. બીજી પરીઓએ રંગ પસન્દ કરી લીધા છેઃ લીલો, વાદળી, ધોળો, રાતો, સોનેરી, નારંગી અને ગુલાબી રંગ તો પસન્દ થઇ ગયા છે! હવે અમને કોઈ નવો રંગ નથી મળતો! અરેરે! આજ અમારાથી પરીરાણીના દરબારમાં નહિ જવાય!"

એક ઘડી ચમ્પા વિચારમાં પડી, પણ ત્યાં તો એને કંઈક સાંભર્યું. વહેલી વહેલી એ બોલી ઉઠી, "પરીબ્હેન, પરીબ્હેન, મને નવો રંગ જડ્યો છે! જાવ, પેલા ખાખરા ઉપરથી થોડાંક કેશુડાં લઈ આવો. હું તમને સરસ કેસરીભાતનો પોશાક કરી આપીશ."

સાતેય પરીઓ રાજી રાજી થઈ ગઇ. એક ઘડીકમાં એમણે ચમ્પા પાસે કેશુડાંનો મોટો ઢગલો કર્યો.

આખી રાત મહેનત કરીને ચમ્પાએ કેસરી ભાતના સાત પોશાક તૈયાર કરી દીધા.

પરીઓ ખૂબ રાજી થઇ. સાતે ય જણે પોશાક પહેરી દીધો. જતાં જતાં પરીઓ કહે, "ચમ્પાબ્હેન, રામ રામ!"

ચમ્પાને પરીરાણીનો દરબાર જોવાનું મન થયું. એ કહે, "પરીબ્હેન, મને તમારો દરબાર ન બતાવો ?"

"જરૂર, જરૂર, અમે પરીરાણીને પૂછી જોઇશું. આજ સાંઝે તું અહીં આવજે. અમે તને તેડી જઇશું."

આમ કહીને પરીઓ ક્યાંક ઉડી ગઈ. ચમ્પા ઘેર ગઈ.

સાંઝ પડવા આવી, એટલે ચમ્પા પાછી આવીને પેલા પત્થર પાસે બેઠી.

સાંઝ પડી એટલે ચમ્પા પાસે આવીને એક પરી બોલી, "બ્હેન, તારી વાત સાંભળી પરીરાણી બહુ રાજી થયાં છે. તારે માટે એમણે આ રૂપાળો પોશાક પણ મોકલ્યો છે."

## ચમ્પા અને પરીઓ

ધોળાં ફૂલનો ચણીઓ હતો, ગુલાબની ચોળી હતી!

ચમ્પાએ પોશાક પહેરી લીધો. પરીએ પત્થર ઉંચકયો; નીચે એક સોનેરી નીસરણી જણાઈ.

પરી અને ચમ્પા નીચે ઉતર્યાં.

નીસરણી ઉતરી પરી આગળ ચાલી. ચમ્પા સાથે ચાલી.

ચમ્પા તો પરીરાણીનો દેશ જોઈ ગાંડી ગાંડી થઈ ગઈ! આરસના રસ્તા હતા, આસપાસ આસોપાલવ ને બોરસલીનાં ઝાડ હતાં, ચારેકોર ફૂલ ફૂલ પથરાઈ રહ્યાં હતાં.

ચમ્પા તો ખૂબ રાજી થઈ. પરીરાણીએ એને માટે એક સુન્દર ગાડી મોકલી હતી.

ગાડીમાં બેસી ચમ્પા પરીરાણીના મહેલમાં આવી. પરીરાણીય એને જોઇ ખૂબ રાજી થઇ.

પરીનો દરબાર ભરાયો. હીરાની દીવીઓમાં દીવા પ્રકટયા ને ચારેકોર ઝળાંઝળાં થઇ ગયું. પછી તો

પરીઓએ ગીત ગાયાં ને નાચ કર્યો, બૂલબૂલે સુન્દર ગીત ગાયું.

દરબાર પૂરો થયો. સૌ વદાય થયાં. ચમ્પાને આખો મહેલ બતાવીને પરીરાણી એને એક મોટા ઓરડામાં તેડી ગઇ.

ઓરડામાં કેટલું ય ઝવેરાત પડ્યું હતું.

પરીરાણીએ ચમ્પાને કહ્યું, "ચમ્પા, તને મારૂં સંભારણું આપું ને? લે, આમાંથી ગમે તે એક ચીજ ઉપાડી લે."

ચમ્પાએ એક નાની કોથળી ઉપાડી લીધી.

પરીરાણી બહુ રાજી થઇ. એ કહે, "બ્હેન, તેં સંભારણું તો સારૂં લીધું. એ કોથળીમાંથી કદિ પૈસા નહિ ખૂટે.

પછી ચમ્પા ને પરીરાણી બાગમાં ફર્યા ને ઊંઘી ગયાં.

બીજે દિવસે ચમ્પા ગાડીમાં બેસી ને પાછી વળી.

## ચમ્પા અને પરીઓ

સોનેરી નીસરણી ચડી ચમ્પા ઉપર આવી ને દોટ મૂકીને ઘેર ગઇ.

ચમ્પાએ માને બધી વાત કરી ને પેલી કોથળી આપી.

આખો દિવસ રમીને રાત્રે ચમ્પા ઊંઘી ગઈ.

સવાર પડ્યું, એટલે ચમ્પા જાગી. જોયું તો પેલો પોશાક ન મળે! એને થયું, અરે! આ તે સ્વપ્નું આવ્યુ'તું કે શું?

પણ મા પાસે પેલી કોથળી જોઇને એને નિરાંત વળી.

પછી તો ચમ્પા ચિંતવે એ ખાવાનું મળે, એને જોઈએ ત્યારે પેલી કોથળીમાંથી પૈસા ય મળે!

હવે માદીકરી ખાય છે, પીએ છે ને આનન્દ-કલ્લોલ કરે છે.



# એક મત

લાખ મત લડબડી,
સો મત સડસડી,
પણ એક મત
બિચારી બાપડી,
તે ઉભે માર્ગે
મેલ્યાં તાપડી."

એક હતું સસલું, એક હતો સાપ ને એક હતું શિયાળ.

ત્રણે જણાં ભાઇબન્ધ હતાં: એક સાથે રહેતાં હતાં.

વાત કરતાં વાત નીકળી, "વખતે દવ લાગે તો આપણું શું થાય ?"

સસલું કહે, "અંહ, એમાં થવું'તું શું ? આખું

જંગલ બળે તોય શું? હું તો લાખ મારગ જાણું છું! એક ઘડીમાં ક્યાંનું ક્યાંય ભાગી જાઉં."

સાપ કહે, "હં, આપણે ય કાંઈ શિયાળબાઈ જેવા નથી. સો મારગ સૂઝી જાય! એમ કાંઈ બળી મરાય છે?"

શિયાળબાઈ બોલ્યાં, "ભાઈશાબ, આપણને તો લાખ મારગની ખબર નથી. પૂરા સોય મારગ હું નથી જાણતી! હું તો એક ઉપાય જાણું છું: દવ લાગે તો આ ઉભે રસ્તે દોડી જાઉં, પછી જે થાય એ ખરું."

સસલું ને સાપ હસી પડયાં. સાપ કહે, "અરે બિચારું શિયાળ! મૂરખ લાગે છે! એક મતિયું: એક જ માર્ગ જાણે!"

સસલું કહે, "અરેરે! એનું તે થશે શું? બાપડું કોક દિવસ બળી મરશે!"

શિયાળ કાંઇ બોલ્યું નહિ.

એમ કરતાં એક વાર વનમાં દવ લાગ્યો. ખરે-ખરો દવ: લીલાં ને સૂકાં ઝાડ ભડભડ સળગી ઉઠયાં. જનજનાવર નાશી છૂટયાં.

બળબળતો દવ પાસે આવ્યો. સાપ કહે, "ઓહો ! આ તે કાંઈ દવ કહેવાય ? આ તો તાપણું છે. હમણાં હોલવાઇ જશે. ખાલી મફતનું કોણ દોડી મરે ?"

સસલું કહે, "એ તો ઉનાળો છે તે જરા સળગે. એમાં બ્હીવું શું ? આ હમણાં ટાઢું પડશે."

પણ શિયાળ કહે, "હું તો જાઉં છું. એ તાપ આપણાથી નહિ સહેવાય. રામ રામ."

સસલું કહે, "સાવ બ્હીકણ બિલાડી છે !"

સાપ કહે, "શિયાળની જાત ખરીને ? હમણાં થાકીને પાછું આવશે."

સસલું ને સાપ નિરાંતે સૂતાં.

એક ઘડીમાં દવ ચારેકોર ફરી વળ્યો: ઝાડે ઝાડ સળગી ઉઠયાં, ધરતી બધી તપી ઉઠી.

સાપ આમથી નીકળ્યો. સસલું તેમથી નીકળ્યું.

"આ હમણાં નાશી જઈશું. હમણાં દવ વટી જઈશું."

પણ એમ નસાય શી રીતે? એ ધગધગતો તાપ ને એ બળબળતા બપોર!

સાપનું શરીર દાઝી ગયું,

સસલાની ચામડી બળી ગઈ.

બેય પડયાં.

સાંઝ પડી. દવ હોલવાઇ ગયો. પાછાં વળી પંખી માળે બેઠાં, જનજનાવાર પાછાં વળ્યાં.

શિયાળ કહે, "લાવને પેલાં બેયની ખબર તો કાઢું."

શિયાળ પાછું આવ્યું. જુએ ત્યાં તો આમ ડોક નાખીને સસલું પડેલું. આમ કરીને સાપ પડેલો. બેય મરી ગએલાં!

શિયાળની આંખમાં આંસું આવ્યાં: "અરેરે ! બાપડાં બળી મૂઆં !"

કોઇએ એની કવિતા કરી:

"લાખ મત લડબડી,
સો મત સડસડી,
પણ એક મત
બિચારી બાપડી,
તે ઉભે માગે
મેલ્યાં તાપડી."



# રાજકુંવરી

એક હતો રાજા. એક હતી રાણી.

બેય જણ ભલાં હતાં. હોશિયાર ને વિવેકી હતાં.

દેશપરદેશમાં બેયનાં વખાણ થતાં, દેવનો અવતાર ગણાં'તાં.

પણ રાજારાણીને એક દુઃખ હતું. એમના ખોળા ખુંદનાર એકે ય કુંવર નહોતો, સોનાની ઢીંગલીએ રમનાર એકે ય કુંવરી નહોતી !

રાજારાણી રોજ ચિન્તા કરે છે, ભગવાનને અરજ કરે છે.

રાજમહેલ પાસે એક જંગલ હતું. એમાં સાત પરીઓ રહેતી હતી.

લોક બધાં કહેતાં, "પરીઓ બહુ દયાળુ છે. દુખીઆંનાં દુઃખ ટાળે છે : માગે એ આપે છે."

એકવાર રાણી કહે, "લાવને એ પરીઓ પાસે જાઉં. એમને દયા આવે તો !"

સોનાના રથમાં બેસી રાણી જંગલમાં આવી.

ફરતાં ફરતાં રાણી એક ઝરણાકાંઠે આવી.

ચોકખું ચણક પાણી ખળખળ વહેતું હતું. રાણી તો ઝરણાને કાંઠે એક પત્થર ઉપર બેઠી.

એક ઘડી વીતી ગઈ. એવામાં એક પરી ત્યાં ઉડતી ઉડતી આવી. રાણી બહુ રાજી થઈ. વહેલે વહેલે પરીને પગે પડી ને એ બોલી, " પરીબ્હેન, મારું દુઃખ ટાળો. "

પરીએ બધી વાત સાંભળી. પછી એણે કહ્યું, " રાણીબ્હેન, લ્યો આ કેશુડાનું ફૂલઃ દશમે મહિને તમને રૂપરૂપના અવતાર જેવી એક કુંવરી મળશે. આ ફૂલને જાળવજો. કામ પડે તો એક પાંદડી તોડજો ને ' પરીબ્હેન ' એમ કહેજો એટલે આવીને હાજર થઈશું."

રાણી રાજી થઈ. પરીની રજા લઇને પાછી વળી.

દશમે મહિને રાણીને એક કુંવરી અવતરી. રાજા-રાણી રાજી થયાં. રૈયત બધી ખુશી થઈ.

કુંવરી દશ વાસાની થઈ. રાણીને પરીઓ નોતરવાનું મન થયું. એક પાંખડી તોડી ને 'પરીબ્હેન' એમ કહ્યું ત્યાં પેલી પરી દેખાઇ. રાણીએ સાતેય પરીને નોતરૂં દીધું.

× × ×

સૌ આનન્દમંગળ કરતાં'તાં, હસી હસીને કુંવરી સામે જોતાં'તાં; એવામાં આઠમી પરી આવી. આઠમી પરી રીસનું જાળું. એનો ક્રોધ તો ક્યાંય માય નહિ ! એ કહે, "મને નોતરૂં કેમ નહિ ?"

રાણી રડવા લાગી. "પરીબ્હેન, તમારૂં નામઠામ જાણતી નહોતી, ઘરગામની ખબર નહોતી. ક્યાં જઈને નોતરૂં દઉં ?"

પણ પરી તો ખૂબ ખીજાઇ હતી. એણે શાપ આપ્યો. "સૂરજનાં કિરણ દેખજે ને ધોળું હરણ બની જજે. સોળ વરસ મારો શાપ ચાલજો."

આઠમી પરી ઉડી ગઈ.

સૌ રડવા લાગ્યાં. "અરેરે ! આજ સુધી તો 'ઉંઘતી કુંવરી'ની વાત સાંભળતી'તી; પણ આ તો નજરે દીઠું ! અરેરે ! હવે શું થશે ?"

બીજી પરીઓએ એક ભોંયરૂ તૈયાર કર્યું ને એમાં માદીકરીને રાખ્યાં.

દિવસ ને રાત માદીકરી ભોંયરામાં જ રહે. લાખ લાખ મીણબત્તી પ્રકટાવે ને લાખ લાખ અગરબત્તી સળગાવે.

એમ કરતાં કુંવરીને સોળમું વર્ષ બેઠું. રાણી કહે, "હાશ, આ એક વર્ષ વીતી જાય તો સોમ નાહ્યાં !"

× × ×

"ભોંયરામાં એક કુંવરી છે. કમળ જેવી આંખો છે, પોપટ જેવું નાક છે, હેમવર્ણી એની કાયા છે !"

દેશદેશના રજવાડામાં વાત ચાલી છે. ભાટચારણે ફેલાવી છે. રાજકુંવરોએ કાને ધરી છે.

એક કહે, "માગું કરૂં." બીજો કહે, "છબી

મોકલું." ત્રીજો કહે, "વજીર મોકલું." ચોથો કહે, "જાતે જાઉં."

આગાં કુંવરી પાછાં વાળે છે, છબીને એ જોતી નથી, કોઈ કુંવર એને ગમતો નથી.

છ માસ વીતી ગયા.

સવારનો પહોર છે. નાહીધોઈને કુંવરી અંબામાનું ધ્યાન ધરે છે, ત્યાં દાસી આવી. "બ્હેનબા, ઉપર કોઇ ચારણ આવ્યા છે. રાજકુંવરની છબી લાવ્યા છે. કહે છે, કે 'કુંવરીબાને મળવું છે.'"

પૂજાપાત્રી કરી રહીને કુંવરીએ ચારણને બોલાવ્યા ને છબી જોઈ.

કુંવર જાણે હમણાં બોલશે! મોઢું હસુ હસુ થઈ રહ્યું છે, કશીને મેવાડી મોળીડું બાંધ્યું છે, ખભે ઢાલ લટકાવી છે, કેડે તરવાર છે, હાથમાં ભાલો ચમકે છે, મસ્તાની ઘોડે સ્વારી કરી છે.

કુંવરી કહે, "બારોટજી, કુંવરને કહેજો 'છ માસ વીતી જશે, સોળ વર્ષ પૂરાં થશે, એટલે મળીશું.'"

ખોંખારીને બારોટજી ઉઠયા ને વદાય થયા.

× × ×

ત્રણ માસ વીતી ગયા; પણ રાજકુંવરને ત્રણ જંન્મારા સાંભર્યા ! કયારે સન્દેશો મળે ને હું સામો જાઉં ! કયારે ધુધરા ધમકે ને હું રાજી થાઉં ! કયારે કુંવરી આવે ને હું મળું !

રાજકુંવરની આંખમાં ઉંઘ નથી, પેટમાં ભૂખ નથી, મનમાં શાન્તિ નથી: એક કુંવરીની ઝંખના છે.

રાજાજી કહે. " બારોટજી, ગમે તેમ કરીને ય કુંવરીને બોલાવો. નહિ તો કુંવર હાથથી જશે ! "

બારોટજી કુંવરી પાસે ગયા ને એને બધી વાત કહી.

( ૨ )

માતાપિતાની રજા લીધી, સો સાહેલી સાથે લીધી, ને સોનાની પાલખીમાં બેસે કુંવરી રતોવાઈ નીકળી. હજી ત્રણ માસ બાકી હતા. કયાંક સૂરજનાં કિરણ પડે તો ? પાલખી ફરતો અંધારપછેડો વીંટયો. બારોટજી એના રખવાળ બન્યા.

અડધો રસ્તો કપાઈ ગયો. સવાર થયું ને સૌ થાક ખાવા બેઠાં. સૂરજ ભગવાને ડોકીઉં કર્યું.

બારોટજી જરા આઘા ખસ્યા એટલે એક દાસી પાસે આવી. હળવેક દઇને અંધારપછેડો ખસેડયો : ઝળાળા ઝબ્બાક ! સૂરજનાં કિરણે પાલખી ઝળકી ઉઠી; પણ અરે ! આ શું? એ કોણ નાઠું ? ધોળું હરણ અહીં કયાંથી ?

પડદો ખસેડીને જુએ ત્યાં તો કુંવરી ન મળે !

બારોટજી દોડતા આવ્યા, દાસીઓ ગભરાતી આવી. " અરે! આ તો ભુંડું થયું ! પેલી પરીએ પડદો ખસેડયો ને કુંવરી હરણ બની ગઈ! હવે ? "

સો સાહેલીઓ પાછી વળી, બારોટજી કુંવર પાસે ગયા ને એને બધી વાત કરી.

સૌ કહે, " હશે, ભગવાનને ગમ્યું તે ખરું."

કુંવરના દુઃખનો પાર નથી. નથી કોળીઓ અન્ન ખાતો, નથી ઘુંટડો પાણી પીતો, ન વાત કે વિગત.

( ૩ )

મેવાડી મોળીડું બાંધી, ઢાલતરવાર લટકાવી, હાથમાં ભાલો લઈ કુંવર શિકારે નીકળ્યો.

મનમાં કહે, "સાંજે પાછું કોને આવવું છે ! કુંવરીનો પત્તો મળશે તો ઠીક છે, નહિ તો જીવવું જ કોને છે?"

રાજા કહે, "બેટા, લાવલશ્કર લેતા જાવ. બારોટજીને તેડતા જાવ."

પણ કુંવર કહે, "બાપુજી, આજ તો મારે એકલા જ જવું છે."

× × ×

ખર્‌ર્‌ર્ ખટ.

નદીકાંઠે વેલો પાછળ કોણ નાસે છે? ધોળું હરણ ! લાવ એને પકડું.

કુંવરે ઘોડો ફેંકયો. પવનપંખાળો ઘોડો ઉપડયો; ઘડીકમાં હરણ પાસે. એ....પકડાયું ! પણ ના રે. વાંકી ડોકે હરણે કુંવર સામું જોયું ને ફાળ ભરી. પણ ત્યાં તો

કુંવરે તીર છોડયું : પાતળો પગ વીંધી તીર અદૃશ્ય થયું. હરણું ય અદૃશ્ય થયું.

લોહીને ટીપે ટીપે કુંવરે ઘોડો દોડાવ્યો.

અન્ધારૂં થયું છે, કુંવર રસ્તો ભૂલ્યો છે, એક ઝુંપડા પાસે આવ્યો છે.

નીચે ઉતરી કુંવરે બારણું ખખડાવ્યું. કોઈએ પૂછયું, "કોણ ?"

"રાજકુંવર"

બારણું ઉઘડયું ને એક ભલી ડોશી બહાર આવી. કુંવર કહે, "માજી, આજની રાત અહીં રહેવા દેશો ?"

માજી કહે, "ભલે."

ઘોડો બાંધીને કુંવર અન્દર આવ્યો, ને એક પાટ ઉપર બેઠો.

પાટ પાસે એક કુંવરી બેઠી'તી, પગે પાટા બાંધતી'તી !

કુંવરને થયું, "ભર જંગલમાં આ કોણ ? બારો-

ટજી કહેતા'તા એવું જ આનું રૂપ છે, એવી જ એની કાન્તિ છે ! ”

“માજી, માજી, તમે કોણ છો ! આ કુંવરી કોણ છે? ”

× × ×

ડોશીમાનું રૂપ ફેરવાઈ ગયું. હસતી રમતી પરી બની ગઈ !

પરીએ બધી વાત કરી, “ આ જ પેલી કુંવરી છે. વાટમાં હરણ બની ગઈ'તી તે ! ”

પરીએ આશીર્વાદ આપ્યો, “ રમો જમો ને મઝા કરો. ”

× × ×

કુંવરકુંવરી ખાય છે, પીએ છે ને મઝા કરે છે.





"આ જ પેલી કુંવરી છે."

# હોલાના સંતાપ



એક હતો રાજા. એને એક રાણી. રાણી રૂપરૂપનો અવતાર હતી, હૈયાની હેતાળ હતી.

રાજાને રાણી ઉપર ઝાઝું હેત.

રાણીને રાજા ઉપર ઝાઝી પ્રીત.

રાજાની રાણી હીંચોળા ખાટે હીંચે છે, સોનાને પાટલે બેસે છે, સોગઠાંબાજી રમે છે ને મઝા કરે છે.

એમાં એકવાર રાજાને લડાઈમાં જવાનું થયું. દુશ્મનથી ફોજ રૈયતને લુંટતી'તી.

રાજા કહે, " હવે શું કરવું ?"

વ્હાલી રાણીને મૂકીને કેમ જવાય ? વ્હાલી રૈયતનાં દુઃખ કેમ જોવાય ?

રાણી રૂદન કરે ને રાજા વિચાર કરે છે. ત્યાં રાજાને થયું, રાણીને ક્યાંક સંતાડીને જાઉં.

રાજમહેલ પાસે બાગ હતો, બાગ વચ્ચે કૂવો હતો. કૂવાકાંઠે એક ઝાડ હતું.



રાજાએ પેલા ઝાડ ઉપર રાણીને સંતાડી. સાથે ખાવાપીવાનું આપ્યું.

"રાણી, રાણી, રડશો ના. જીત મેળવીને આવીશું ને સુખના દિવસ લાવીશું."

રાણી તો ઝાડ ઉપર બેઠી. રાજા લડાઈ કરવા ગયા.

દિવસ ઉપર દિવસ વીતે છે. રાણી ઝાડ ઉપર રૂદન કરે છે. આંખમાં ઉંઘ નથી, પેટમાં ભૂખ નથી. એ તો પાણી પેઠે રાજાની વાટ જોઈને બેઠી છે.

એક દિવસ બપોરનો વખત થયો. ઝાડ ઉપર રાણી ભગવાનનું ભજન કરે છે, ત્યાં એક કાળીદાસી આવી.

પાણી ભરતાં પેલી દાસીએ કૂવામાં જોયું. અન્દર રાણીનો પડછાયો પડતો'તો. પેલી દાસી કહે, "વાહ! હું તો રૂપરૂપની અવતાર છું. હું તો રાણી જેવી છું!"

તે દિવસ તો રાણી સાંભળી રહી. દાસી પાણી ભરી પાછી વળી.

બીજે દિવસે બપોર થયા ને કાળી દાસી આવી. ફરી ય એણે રાણીનો પડછાયો જોયો ને એ બોલી, "વાહ, હું તો રૂપરૂપની અવતાર છું. તો રાજાની રાણી જેવી છું !"

ત્યાં તો રાણીને ખડખડ હસવું આવ્યું.

કાળીદાસીએ ઉંચું જોયું. એ તો ખૂબ ગુસ્સે થઈ ગઈ. "તું હસનાર કોણ? ઉતર હેઠી."

રાણી કહે, "નહિ ઉતરૂં, રાજાજીનો હુકમ નથી."

પણ કાળીદાસીએ હાથ ઝાલી રાણીને હેઠી પાડી. માથામાં ધચ ધચ ધચ ત્રણ શૂળો મારી. એક ઘડીમાં રાણી હોલું બની ગઇ. પાંખ ફફડાવી ઉડવા મંડી.

કાળીદાસી કહે, "હં, ઠીક થયું. લાવ, હવે હું જઈને ઝાડ ઉપર બેસું ને રાજાની રાણી બનું."

કાળીદાસીએ રાણીનો પોશાક પહેરી લીધો, શણગાર હજી લીધો ને જઇને ઝાડ ઉપર બેઠી.

લડાઈ જીતીને રાજાજી પાછા ફર્યા. ડંકા વાગ્યા ને નિશાન ફરફર્યાં.

મારતે ઘોડે રાજાજી બાગમાં આવ્યા. પેલા ઝાડ હેઠળ આવીને કહે, "રાણી, રાણી, હવે હેઠે ઉતરો. ભગવાનની મહેર થઇ છે, સુખના દિવસ પાછા ઉગ્યા છે."

ઝટ ઝટ કાળીદાસી હેઠે ઉતરી. રાજાએ એની સામું જોયું. એને થયું, આમ કેમ ? આ રાણીનાં રૂપ નથી રહ્યાં ! મોઢે મીઠાશ નથી રહી ! આમ કેમ થયું ?

કાળીદાસી કહે, "રાજાજી, તમે ગયા ને દુઃખના દિવસ આવ્યા'તા: સૂરજનો તડકો તપતો'તો ને વનવનના વાયરા વાતા'તા: એટલે શરીરમાંથી તેજ ઉડી ગયું, મોં ઉપરથી નૂર જતું રહ્યું."

રાજા કહે, "હશે."

કાળીદાસી ને રાજા મહેલમાં આવ્યાં. રાજા તો કાળીદાસીને રાણી જાણે છે: મોં માગ્યાં ધનમાલ દે છે, સોનાની ખાટે હીંચોળે છે, સોનાને ખાટલે બેસાડે છે ને સોગઠાંબાજી રમાડે છે.

એકવાર રાજા ને કાળીરાણી હીંચોળા ખાટે હીંચ-

તાં'તાં, ત્યાં ઉડતું ઉડતું એક હોલું આવ્યું ને બારણાના ટોડલા ઉપર બેઠું.

હોલું બિચારું દુઃખી થાતું'તું, આંખમાંથી આંસુ જતાં'તાં: કાયા કંપતી'તી.

રાજા કહે, "આ હોલાને શું દુ:ખ હશે ? આટલું બધું ધ્રૂજતું હશે કેમ ?"

ત્યાં તો હોલું બોલ્યું :

"હીંચોળા ખાટે હીંચતાં'તાં,
સોનાને પાટલે બેસતાં'તાં,
સોગઠાં બાજી રમતાં'તાં
આજ હોલાના અવતાર થયા."

રાજા કહે, "અરે, આ હોલું શું કહે છે ?"

પણ કાળીરાણી બધું સમજી ગઈ. એણે હોલાને ઉડાડી મૂકીને કહ્યું, "એ તો હોલાની જાત. અક્કલ વગર ગમે તેમ બોલે."

તે દિવસ રાજા ને કાળીરાણી હસ્યાં, રમ્યાં ને હીંચોળા ખાટે હીંચ્યાં.

બીજો દિવસ થયો.

રાજારાણી હીંચોળા ખાટે હીંચતાં'તાં એવામાં પેલું હોલું આવ્યું ને ટોડલે બેઠું.

હોલું આજે ય રડતું રડતું બોલ્યું,

> "હીંચોળા ખાટે હીંચતાં'તાં,
> સોનાને ખાટલે બેસતાં'તાં,
> સોગઠાં બાજી રમતાં'તાં,
> આજ હોલાના અવતાર થયા."

પણ તે દિવસે ય રાણીએ એને ઉડાડી મૂક્યું. રાજા કહે, "માનો ન માનો, પણ હોલાને કંઈક દુઃખ છે."

ત્રીજે દિવસે રાજાએ સિપાઇને હોલું પકડવાનો હુકમ કર્યો.

સિપાઈએ હોલું પકડી હાજર કર્યું. બાપડાના માથામાં ત્રણ શૂળો હતી!

રાજાએ હોલું હાથમાં લીધું, ત્યાં એણે પેલી શૂળો દીઠી! રાજા હળવે રહીને શૂળો કાઢવા લાગ્યા; પણ

કાળીરાણી ખૂબ રીસે ભરાઇ; એ કહે, "આવાં હોલાનું આપણે શું ?"

પણ રાજાએ એક શૂળ ખેંચી કાઢી, બીજી શૂળ ખેંચી લીધી ને જ્યાં ત્રીજી શૂળ ખેંચી કાઢી ત્યાં તો રાણી જેવી રાણી બની ગઇ! તેજ તેજના અંબાર છૂટયા!

રાજા તો રાજી રાજી થઈ ગયો, પણ પેલી કાળી રાણીનું શું ? એ તો થર થર ધ્રૂજવા મંડી; "હાય, હાય, હવે શું થશે ?

રાજા તરવાર તાણીને ઉભો થયો: "બોલ તું કોણ છે ?"

પણ દોડીને રાણી વચ્ચે પડી: "હશે. એનું પાપ એ જાણે. એને જવા દો."

પછી રાણીએ બધી વાત કરી. રાજાએ કાળીદાસીને ગામ બહાર કાઢી મૂકી.

પછી તો રાજારાણી રમવા જમવા મંડયાં, હીંચોળા ખાટે હીંચવા મંડયાં. સોનાને પાટલે જમવા મંડયાં ને સોગઠાં બાજી રમવા મંડયાં.



# ભલો



એક હતો વેપારી. એને એક દીકરો. એનું નામ ભલો.

ભલો તે ભલો જ હતો. ભલો કોઈ દિવસ જુઠું ન બોલે, કોઈ દિવસ ઓછું ન તોળે.

ભલો ગરીબને ખાવાનું આપે, દુખીઆંનાં દુઃખ ટાળે. સૌ કહે, "આ ભલો તે ભલો જ છે. ભગવાન એનું ભલું કરશે."

રમતાંજમતાં ભલો મોટો થયો. ભણીગણીને હોશિયાર થયો. બાપ કહે, "બેટા, હવે પરદેશ જઇને વેપાર કરો."

બાપે વહાણ તૈયાર કરાવ્યું. મહીં કીંમતી માલ ભરાવ્યો.

વહાણ તૈયાર થયું, બાપે એને શિખામણ દીધી, "જોજે હં, બેટા, દેશેદેશ ફરજે ને ઝાઝો નફો લાવજે."

ભલો કહે, " વારૂ બાપા."

ભગવાનનું નામ લઇને ભલો વહાણે ચઢયો.

વહાણવટીએ વહાણ હંકાર્યું.

જતાં જતાં મધદરીએ ભલાએ બીજું એક વહાણ દીઠું. રડતાં માણસો દીઠાં.

ભલાને થયું, આ બધાં માણસો રડતાં હશે શીદ?

વહાણના માલિકને ભલાએ બધી વાત પૂછી.

માલિકે કહ્યું, " હું ગુલામોનો વેપારી છું. આ બધાય ગુલામોને પરદેશ લઈ જઇને વેચીશ અને ઝાઝો નફો લઈશ."

ભલાને દયા આવી. એને થયું, અરેરે! આ બાપડાં દુખીઆંનું દુઃખ ટાળવું જોઇએ.

ભલાએ કહ્યું, "ભાઈ, લે આ મારૂં વહાણ. અન્દર પન્દર હજારનો માલ ભર્યો છે. તારૂં વહાણ મને આપ ને મારૂં તું લે. બધાંય દુખીઆંને મારે છૂટાં કરવાં છે."

ભલાએ પોતાનું વહાણ આપી દીધું. સૌ દુખી-આંને એણે છૂટાં કર્યાં.

ભલાને હજાર હજાર આશિષ આપી, હરખનાં આંસુ સારી, સૌ વદાય થયાં.

પણ એક કુંવરી ને એક દાસીનું રોવું માય નહિ. ભલાએ એમને રોવાનું કારણ પૂછ્યું.

દાસી કહે, "ભલા વહેપારી, દૂર દેશના રાજાની આ કુંવરી છે. ભોગજોગે કેદ પકડાઈ છે. હું એની દાસી છું. હવે અમે ક્યાં જઇશું? અમારૂં શું થશે?"

ભલાને દયા આવી. કુંવરી સાથે એણે લગ્ન કર્યાં ને બેઉને સાથે લીધાં.

ખાલી વહાણ લઈને ભલો ઘેર આવ્યો.

બાપે બધી વાત પૂછી. ભલાએ બધી વાત કહી. પણ વાત સાંભળીને બાપને તો રીસ ચડી. એણે ભલાને ખૂબ ઠપકો આપ્યો.

પણ ભલો એક અક્ષરે ય ન બોલ્યો.

બીજે વરસે બાપે બીજું વહાણ તૈયાર કરાવ્યું. મહીં બાવીસ હજારનો માલ ભરાવ્યો ને ભલાને પરદેશ મોકલ્યો.

છ માસ નીકળી ગયા. ભલાને વેપારમાં ત્રાગો નફો મળ્યો.

ભલો ઘેર આવવા નીકળ્યો.

વાટમાં એક રાજાની રાજધાની આવી. ભલો નવો દેશ જોવા ઉતર્યો.

પણ જ્યાં ભલો રાજધાનીમાં ગયો ત્યાં એણે કેટલાંક કેદી માણસો દીઠાં. માર મારતા સિપાઈઓ દીઠા.

પાસે જઈને ભલાએ પૂછ્યું. "ભાઈ, શું છે?" પેલાં માણસોએ રડતાં રડતાં કહ્યું, "બાપુ, દેશમાં દુકાળ છે, એટલે રાજભાગ નથી અપાયો. ખરી વાત કહીએ છીએ તોય આ જમદૂતોને દયા નથી આવતી!"

ભલાને ભલાઈ કરવાનું સૂઝ્યું.

એણે સિપાઈઓને પૂછ્યું. "આમનો કેટલો કર બાકી છે?"

સિપાઈ કહે, "બધાંયના મળીને દશ હજાર રૂપિયા."

ભલો કહે, "ભાઈ, પેલું પાંત્રીશ હજારના માલવાળું વહાણ તમને આપી દઉં છું. આ બાપડાંને છોડી મૂકો."

ભલાએ બધાં ય દુખીઆંને છોડી મૂકાવ્યાં.

સૌએ ભલાને આશિષ દીધી, "ભગવાન તારૂં ભલું કરશે."

ખાલી વહાણ લઈને ભલો ઘેર આવ્યો.

બધી વાત સાંભળી બાપને પગથી માથા સુધી ઝાળ લાગી! એણે ભલાને ખૂબ ઠપકો આપ્યો.

પણ ભલો તે ભલો. એ તો એટલું જ કહે, "હશે બાપા, કોઈ દિવસ પુણ્ય આડે આવશે."

ત્રીજી વાર બાપે એક સુન્દર વહાણ તૈયાર કરાવ્યું, ને ભલાને પરદેશ જવાની આજ્ઞા કરી.

દાસી ને કુંવરી ભલાને પરદેશમાં ય સાંભરતાં હતાં. આ વખતે એણે એમની બે છબીઓ ચીતરાવીને

વહાણમાં મૂકાવી. માબાપની છબીઓ તો ભલાના દિલમાં જ ચીતરાઇ હતી !

સૌની રજા લઇને ભલો વિદાય થયો.

ફરતું ફરતું વહાણ એક બેટ પાસે આવ્યું.

વહાણવટીએ વહાણ ઉભું રાખ્યું. ભલો દરિયાકાંઠે ઉતર્યો.

દરિયાકાંઠે રાજધાની હતી. રાજમહેલમાંથી રાજાએ ભલાનું વહાણ દીઠું.

રાજાએ પ્રધાનજીને તપાસ કરવા મોકલ્યા.

દરિયાકાંઠે આવીને પ્રધાન ભલાને બધી વાત પૂછતો હતો, ત્યાં એણે પેલી બે છબીઓ દીઠી. એને તો ખૂબ નવાઈ લાગી !

એ મનમાં કહે, અરે ! આ તો અહીંના રાજાની કુંવરી ! એની છબી અહીં કયાંથી ?

પણ પ્રધાન પાપી હતો. એણે રાજાને છબીઓની વાત ન કરી !

બીજે દિવસે અચાનક રાજાજી વહાણ પાસે આવ્યા. એમણે ય પેલી છબીઓ જોઈ.

રાજાજી તો વ્હાલી કુંવરીની છબી જોઈ ગાંડા જેવા થઈ ગયા. એમણે દાસીને ય ઓળખી.

રાજાએ ભલાને બધી વાત પૂછી.

ભલાએ બધી વાત કહી.

રાજા કાંઈ રાજી થયા !

એ કહે, "બાપુ, ભલાભાઈ, મારે એ એક જ કુંવરી છે. હવે મરતા પહેલાં એકવાર એનું મોં જોવું છે. તમે એને અહીં ન લઇ આવો ?"

ભલાએ હા કહી.

રાજા કહે, "અને હું ઘરડો થયો છું. મારી પાછળ હવે તમને જ ગાદી મળશે. તમારાં સગાંવહાલાંને પણ સાથે તેડતા આવજો.

ભલો કહે "ઠીક."

રાજાએ એક વહાણ આપ્યું, સાથે પ્રધાનને મોકલ્યો.

ભલો દેશમાં આવ્યો. બધી વાત સાંભળીને સૌ રાજી થયાં.

સૌને તેડીને ભલાએ વહાણ પાછું હંકાર્યું.

પણ પેલા પ્રધાનને આ ગમતું નહોતું.

એને પોતાના દીકરા વેરે પેલી રાજકુંવરી પરણાવવી હતી, ને રાજગાદી લેવી હતી.

એણે ભલાને દરિયામાં નાખી દેવાનો વિચાર કર્યો.

ત્રીજી રાત્રે વહાણ દરિયાના અગાધ જળ ઉપર ચાલ્યું જતું'તું. ભલો ને પ્રધાન તૂતક ઉપર ફરતા હતા.

લાગ જોઇને પ્રધાને ધક્કો માર્યો. ધબાક દઇને ભલો દરિયામાં જઈ પડ્યો !

દરિયાની છોળો વડે ભલો એક બેટ પાસે તણાઈ આવ્યો. આંખ ઉઘાડી ત્યાં તો ભલાએ પાસે જમીન દીઠી. એના જીવમાં જીવ આવ્યો.

પણ કિનારો સીધો હતો. કેમે ય કર્યું ઉપર ચડાય એમ નહોતું.

## હવે ?

ભલો કહે, "આ તો કાંઠે આવેલું વહાણ ડૂબશે !"

પણ એટલામાં એણે એક નાની હોડી દીઠી. અન્દર એક માછી દીઠો.

ભલાએ હોડીમાં બેસવા આજીજી કરી.

માછી કહે, "પણ મહેનતાણું શું આપીશ ?"

ભલો કહે," ભાઈ, મારી પાસે તો એક ફૂટી બદામે ય નથી ! હું તને શું આપું ? આ સંભારણાની એક વીંટી છે. જોઈએ તો એ આપું."

માછી કહે, "કિનારે આવ્યા પછી તને જે જે મળે તેમાંથી અડધો ભાગ આપવાનું કબલે તો હોડીમાં લઉં."

ભલો કહે, "કબૂલ, ભાઈ."

માછીએ ભલાને નાવમાં બેસાર્યો. નીચો કિનારો આવ્યો ત્યાં માછીએ ભલાને ઉતાર્યો. માછી કહે, "જોજે હં, તારૂં વચન પાળજે."

ભલો કહે, "હા ભાઈ, જરૂર પાળીશ."

ભલો વદાય થયો.

ભલો બાપડો એક ગામથી બીજે ગામ ભટકવા
ાગ્યો.

ભગવાનનું કરવું તે પચીસમે દહાડે એ પેલી
ંવરીના શહેરમાં આવી પહોંચ્યો.

પણ ભલાની પાસે તો એકેય લુગડું સારૂં નહોતું
યું. એનું આખું ય શરીર ખારા પાણીને લીધે કઢંગુ
ઈ ગયું હતું.

ઓળખાણ આપે તો ય એને કોણ ઓળખે ?

ભલો કહે, "હવે અહીંજ રહું. ભગવાનની મરજી
શે એમ થશે."

એક દિવસ ભલો બાગમાં બેઠો હતો, ત્યાં પ્રધાન
થે પેલી રાજકુંવરી આવી.

ફરતાં ફરતાં કુંવરીએ ભલાને દીઠો. એને થયું,
। કોણ હશે ?

એવામાં કુંવરીએ ભલાના હાથમાં વીંટી દીઠી! ઉપર પોતાની છાપ દીઠી!

કુંવરીએ પ્રધાનને પૂછ્યું, "પેલું કોણ હશે?"

પણ પ્રધાન કહે, "હશે કોઇ ભિખારી. એનું આપણે શું?"

પ્રધાન કુંવરીને તેડી રાજમહેલમાં આવ્યો.

પણ રાજાજી પાસે આવી કુંવરીએ હઠ લીધીઃ "પેલા બાગમાં કોઈ અજાણ્યો માણસ છે એને અહીં બોલાવો."

રાજાજીએ માણસ મોકલ્યાં ને ભલાને બોલાવ્યો.

કુંવરીએ ધારી ધારીને જોયું. એણે ભલાને ઓળખ્યો. પેલી વીંટીય ઓળખી.

હવે ભલાએ બધી વાત કરી.

સૌના આનન્દનો પાર ન રહ્યો.

ભલાનાં માબાપ કાંઈ રાજી થયાં!

કુંવરીની આંખે હરખનાં આંસુ આવ્યાં.

રાજાજીએ પ્રધાનની લુચ્ચાઇ જાણી. એમણે હૂકમ કર્યો, " પ્રધાનને ફાંસીએ લટકાવો. "

પણ ભલાએ કહ્યું, " હશે, એનું પાપ એ જાણે. એને જીવતો રહેવા દો "

રાજાએ પ્રધાનને દેશપાર કર્યો ને ભલાને રાજગાદી આપી.

એટલામાં ફરતો ફરતો પેલો માછી ત્યાં આવ્યો. ભલાએ એને દીઠો, એને આપેલું વચન સંભાર્યું. ભલો કહે, "આવ બાપુ, આ અર્ધું રાજપાટ તારૂં."

પણ માછી કાંઇ ખરેખરો માછી નહોતો. એ તો એક દેવ હતા. દેવે ભલાને દર્શન દીધાં ને આશીર્વાદ દીધો. " બેટા તું સુખી થશે. "

× × ×

ભલાભાઇએ ખાધું, પીધું ને રાજ કર્યું.



# બાલ સાહિત્ય માળા



| | | | | |
|---|---|---|---|---|
| ૧. | તારામંડળ | કીં. | કાચું પૂઠું | ૦—૬—૦ |
| | | ,, | પાકું ,, | ૦—૯—૦ |
| ૨. | કુમાર વીરસેન | ,, | | ૦—૬—૦ |
| | ( બીજી આવૃત્તિ ) | | | |
| ૩. | ચાર બાલસંવાદો | ,, | | ૦—૩—૦ |
| ૪. | બાલમિત્રની વાતો | ,, | કાચું પૂઠું | ૦—૯—૦ |
| | ભાગ ૧ લો | ,, | પાકું ,, | ૦—૧૨—૦ |
| ૫. | બાલકાવ્ય | | | ૦—૩—૦ |
| | ભાગ ૧ લો | | | |
| ૬. | સિન્દબાદ શેઠ | ,, | કાચું પૂઠું | ૦—૭—૦ |
| | | ,, | પાકું ,, | ૦—૧૦—૦ |
| ૭. | બાલમિત્રની વાતો | ,, | કાચું પૂઠું | ૦—૯—૦ |
| | ભાગ ૨ જો | ,, | પાકું ,, | ૦—૧૨—૦ |

લખો :

( ૧ ) વ્યવસ્થાપક : 'બાલમિત્ર' કાર્યાલય
આણંદ

( ૨ ) મન્ત્રી : પુસ્તકાલય સ. સ. મંડળ
વડોદરા

